


ધુનિક

# ગુંથણ કળા

સંપાદિકા:- અ.સૌ. રતનબાઈ.

# આધુનિક ગુંથણ કળા

## ભાગ ૨ જો.

સંપાદિકા :

અ. સૌ. રતનબાઈ.

પ્રકાશક :

કે. કે. જેસરાણી.

૯, વોલેસ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

સંવત, ૧૯૯૭. ] [ સને, ૧૯૪૧.

મૂલ્ય રૂા. ૦-૧૦-૦

દ્વિતીયાવૃત્તિ—

| | |
|---|---|
| ભાગ ૧ લો, કાચું પૂંઠું | પ્રત – ૧૦૦૦ |
| ,, ૨ જો, ,, ,, | પ્રત – ૧૦૦૦ |
| ભાગ ૧લો ને ૨જો સાથે પાકું પૂંઠું | પ્રત – ૧૦૦૦ |





મુદ્રક :
પી. બી. ઠક્કર. સેક્રેટરી, મેકસ-ડીઝાઈન્સ એન્ડ પ્રોસેસ વર્કર્સ લીમીટેડ,
ડીઝાઈનરર્સ, બ્લોક-મેકર્સ એન્ડ ક્વોલીટી પ્રીન્ટર્સ,
નેશનલ ઈન્ડીઅન ઈન્સ્યુરન્સ બીલ્ડીંગ, ૩૨, રામપાર્ટ રો, મુંબઈ.

# નિવેદન.



ગુંથણ કળામાં રસ લેતી કેટલીક બ્હેનોની માંગણીને વશ થઈ ગત સાલમાં મેં ગુંથણ કળાનો ભાગ ૧ લો છપાવી પ્રગટ કરેલ હતો અને બીજા ભાગ માટેની માંગણીઓ વારંવાર આવતી હોવાથી ગુંથણ કળાનો ભાગ ૨ જો છપાવી પ્રગટ કરૂં છું અને આશા રાખું છું કે ગુંથણ કળા શીખતી બ્હેનોને તે થોડે ઘણે અંશે પણ માર્ગદર્શક થઈ પડશે.

પુસ્તકમાં છાપેલ ફોટાઓ હાથે ગુંથી તૈયાર કરેલ નમુના પરથી તેમજ કેટલાંક પુસ્તકો પરથી લીધેલા છે.

સંપાદિકા.



# બીજી આવૃત્તિનું નિવેદન.

આધુનિક ગુંથણ કળાનો પહેલો ભાગ સને ૧૯૩૮ માં બહાર પાડવામાં આવ્યો હતો અને તેને જનતા તરફથી સારો આદર મળતાં તેનો બીજો ભાગ એક વર્ષ રહીને પ્રગટ કરવામાં આવ્યો હતો. આ બન્ને ભાગો લગભગ ખલાસ થવા આવ્યા છે અને માંગણી હજુ જેવી ને તેવી ચાલુ રહી છે. તેથી એ બન્ને ભાગોની આ બીજી આવૃત્તિ છાપવાનો સુયોગ પ્રાપ્ત થયો છે.

પહેલી આવૃત્તિ વખતે બન્ને ભાગો ઊંચા આર્ટ પેપર પર છપાવ્યા હતા, તેથી ખર્ચ વિશેષ થયું હતું અને કિંમત તે પ્રમાણે રાખવી પડી હતી. કેટલેક સ્થળેથી મળેલી સૂચનાને અનુસરી આ વખતે માત્ર નમુનાના બ્લોક્સ આર્ટ પેપર પર છપાવ્યા છે અને બાકીનું લખાણ સાદા કાગળ ઉપર છપાવ્યું છે. તથા બન્ને ભાગો સાથે બંધાવી બંધામણી ખર્ચમાં પણ બચાવ કરવામાં આવ્યો છે. અને તેને પરિણામે બન્ને ભાગો રૂપીઆ સવા જેવી ઓછી કિંમતે આપવાનું સુલભ થયું છે.

અત્રે જણાવતાં આનંદ થાય છે કે નવાનગર સ્ટેટે આ બન્ને ભાગોને રાજ્યની કન્યાશાળાઓમાં ગુંથણકળાનાં શિક્ષણ માટે પસંદ કરેલ છે અને તેને માટે બહુ સારો ઓર્ડર અગાઉથીજ આપ્યો છે. તેમની ઇચ્છા અનુસાર બન્ને ભાગો અમુક સંખ્યામાં છુટા છુટા બંધાવ્યા છે. તેથી સિલકમાં હશે ત્યાં સુધી જાહેર જનતાને પણ છુટક ભાગો મળી શકશે.

આવાં પુસ્તકની ઉપયોગિતા માટે મને જે શ્રદ્ધા હતી, તે આ પુસ્તકને મળેલા લોકાદરથી દૃઢ બની છે. મરાઠી કન્યાશાળાની શિક્ષિકાઓ તરફથી તેના મરાઠી અનુવાદ છપાવવાની માંગણીઓ પણ આવતી રહી છે અને તે માટે પણ યોગ્ય પ્રબંધ થઈ રહ્યો છે. આ પ્રોત્સાહનથી પ્રેરાઈ આધુનિક ગુંથણ કળાનો ત્રીજો ભાગ તૈયાર કરી રહી છું. અને ઇશ્વરેચ્છા હશે તો તે પણ મારી બહેનોના હાથમાં મૂકવા ટૂંક સમયમાં ભાગ્યશાલી થઇશ. ઇત્યલમ્.

મુંબઈ.
શ્રી જન્માષ્ટમી,
સંવત ૧૯૯૭.

સંપાદિકા.

# આધુનિક ગુંથણકળા.

# ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### સ્ત્રીઓનો જમ્પર કોટ.

**જોઈતાં સાધનો**—૮ આંઉસ સેશીલ સુપર ક્રોચેટ ઉન અને પાંચ બટન સૂયા હાથીદાંતના નં. ૮ તથા નં. ૧૩ ના.

**માપ**—ખભાથી નીચે સુધી ૧૯॥ ઈંચ લાંબો થશે.

**છાતીનો ભાગ**—૩૪ ઇંચ થશે. બાંય ૧૮ ઇંચ લાંબી થશે.

### પછવાડેનો ભાગ.

૧ લી લાઈન—નં. ૧૩ ના સૂયા પર ૧૦૦ ટાંકા માંડો; ૧ સાદો, ૧ બખીઆનો એવી ૩૬ લાઈન ગુંથો.

બીજી લાઈન—દરેક ૫ મે ટાંકે એક એક ટાંકો વધારો જેથી બધા મળીને ૧૨૦ ટાંકા થશે. હવે આઠ નંબરના સૂયા લ્યો ને તરાહ શરૂ કરો.

પહેલી લાઇન—* ૩ સાદા, ૩ બખીઆના, પાછું * આ નિશાનીથી છેડા સુધી ગુંથો.

બીજી લાઇન—૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લે ૩ સાદાને બદલે ૧ સાદો ગુંથો.

ત્રીજી લાઇન—૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. ત્રણ બખીઆને બદલે ૧ બખીઆનો ગુંથો.

ચોથી લાઇન—૩ બખીઆના ૩ સાદા એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

પાંચમી લાઇન—૧ સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લે ૩ સાદાને બદલે ૨ સાદા ગુંથો.

છઠ્ઠી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના છેલ્લે ૩ બખીઆને બદલે ૨ બખીઆના ગુંથો. ઉપરની ૬ લાઇનો ફરી ફરીને ૩ વખત ગુંથો જેથી ૨૪ લાઇનો બધી મલીને થશે.

૨૫ મી લાઇન—૩ સાદા ૩ બખીઆના એવી રીતે હારના છેડા સુધી ગુંથો. ૨૫ મી લાઇનિ ફરી ફરીને ૧૯ વખત ગુંથો જેથી બધી મલીને ૪૪ લાઇન થશે પાંછુ ૨ જી લાઇનિથી ૨૪ લાઇન સુધી ઉપર તરાહ લખી છે તે પ્રમાણે ગુંથો.

પાછું ૨૫ મી લાઇનની જે તરાહ લખી છે તે પ્રમાણે ૨૦ લાઇન પાછી ગુંથો.

## બગલનો ભાગ.

૧ લી લાઇન—૩ ટાંકા બંધ કરો (૧ ટાંકા જમણા હાથના સૂયા પર રહેશે) ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૨ જી લાઇનિ—૩ ટાંકા બંધ કરો (૧ ટાંકા જમણા હાથના સૂયા પર રહેશે) ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લે ૧ બખીઆનો થશે.

૩ જી લાઇન—૩ ટાંકા બંધ કરો (એક ટાંકા જમણા હાથના સૂયા પર રહશે) ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો.

૪ થી લાઇનિ—૩ ટાંકા બંધ કરો (૧ ટાંકા જમણા હાથના સૂયા પર રહેશે) ૨ બખીઆના ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૫ મી લાઇનિ—૩ ટાંકા બંધ કરો (૧ ટાંકા જમણા હાથના સૂયા પર રહેશે) ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો.

૬ ઠી લાઈન—૩ ટાંકા બંધ કરો (૧ ટાંકો જમણા હાથના સૂયા પર રહેશે) ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો.

૭ મી લાઈન—૨ બખીઆના સાથે ગુંથો ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા ગુંથો.

૮ મી લાઇન—૨ બખીઆના સાથે ગુંથો. ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૯ મી લાઇન—૨ બખીઆના સાથે ગુંથો. ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૧૦ મી લાઈન—૨ સાદા સાથે ગુંથો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લે ૧ બખીઆનો ગુંથો.

૧૧ મી લાઈન—૨ સાદા સાથે ગુંથો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૧૨ મી લાઇન—૨ બખીઆના સાથે ગુંથો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો પણ છેલ્લા ત્રણ સાદા ને ૨ બખીઆના ગુંથો.

૧૩ મી લાઈન—૨ સાદા સાથે ગુંથો. ૧ સાદો ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૧૪ મી લાઈન—૨ સાદા સાથે ગુંથો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૩ બખીઆના.

૧૫ મી લાઈન—૨ સાદા સાથે ગુંથો. ૨ સાદા ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૧૬ મી લાઇન—૨ બખીઆના સાથે ગુંથો. ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લે ૩ બખીઆના ૧ સાદો.

૧૭ મી લાઇન—૨ બખીઆના સાથે ગુંથો. ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ગુંથો.

૧૮ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો. ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો ( ૯૦ ટાંકા રહેશે. )

૧૯ મી લાઇન—૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૨૦ મી લાઇન—૨ બખીઆના ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લે ૧ બખીઆનો ગુંથો.

૨૧ મી લાઇન—૨ સાદા ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૨૨ મી લાઇન—૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ગુંથો.

૨૩ મી લાઇન—૧ બખીઆનો ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૨૪ મી લાઇન—૧ સાદો ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો.

૨૫ મી લાઇન—૩ બખીઆના ૩ સાદા એવી રીતે હારના છેડા સુધી ગુંથો આ ૨૫ મી લાઇન ફરી ફરીને ૧૯ વખત ગુંથો.

૪૫ મી લાઇન—૨ બખીઆના ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લે ૧ બખીઆનો ગુંથો.

## સ્ત્રીઓનો જમ્પર કોટ.

### નમુનો ૧ લો.

# COAT-JUMPER IN A NEW STITCH





૪૬ મી લાઇન—૨ સાદા ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લે ૧ બખીઆનો.

૪૭ મી લાઇન—* ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૪૮ મી લાઇન—૧ બખીઆનો ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૪૯ મી લાઇન—૧ સાદો ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૫૦ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. ટાંકા બંધ કરો.

## ડાબી બાજુનો આગલો ભાગ.

નં. ૧૩ ના સૂયા પર ૫૦ ટાંકા માંડો. એ ૫૦ ટાંકા પર ૩૬ લાઇન ૧ સાદો ૧ બખીઆનો એવી ગુંથો. પછીની લાઇનમાં દર ૫ મે ટાંકે એક એક ટાંકો વધારો જેથી બધા મલી (૬૦) ટાંકા બનશે એ ૬૦ ટાંકા પર પીઠના ભાગમાં જેના ને જેટલી તરાહ ગુંથી છે તેટલી તરાહ બગલના ભાગ સુધી ગુંથી જાઓ પણ નં. ૮ ના સૂયાથી ગુંથો.

## બગલનો ભાગ.

૧ લી લાઇન—૩ ટાંકા બંધ કરો (૧ ટાંકો જમણા હાથના સૂયા પર રહેશે) ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૨ જી લાઇન—૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો.

૩ જી લાઇન—૩ ટાંકા બંધ કરો (૧ ટાંકો જમણા હાથના સૂયા પર રહેશે) ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લો ૧ બખીઆનો.

૪ થી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી છેડા સુધી ગુંથો.

૫ મી લાઇન—૩ ટાંકા બંધ કરો ( ૧ ટાંકો જમણા હાથના સૂયા પર રહેશે ) * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૬ ઠી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૭ મી લાઇન—૨ બખીઆની રીતે સાથે ગુંથો. ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૮ મી લાઇન—૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૯ મી લાઇન—૨ બખીઆની રીતે સાથે ગુંથો. ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૧ બખીઆનો.

૧૦ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લે ૧ બખીઆનો.

૧૧ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૧૨ મી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૧૩ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો. ૧ સાદો ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી છેડા સુધી ગુંથો.

૧૪ મી લાઇન—૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના.

૧૫ મી લાઇન—૨ સાદા સાથે ગુંથે. ૨ સાદા ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લા ૩ સાદા ૧ બખીઆનો.

૧૬ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથે છેલ્લા ૩ બખીઆના ૧ સાદો.

૧૭ મી લાઇન—બખીઆની રીતે ૨ સાથે ગુંથે ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લા ૩ બખીઆના ૨ સાદા (૪૫ ટાંકા રહેશે).

૧૮ મી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લા ૨ સાદા.

૧૯ મી લાઇન—૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથે.

૨૦ મી લાઇન—૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લે ૧ બખીઆનો.

૨૧ મી લાઇન—૨ સાદા ૩ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લા ૩ સાદા ૧ બખીઆનો.

૨૨ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લા ૩ બખીઆના.

૨૩ મી લાઇન—૧ બખીઆનો ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લા ૩ બખીઆના ૨ સાદા.

૨૪ મી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથે. છેલ્લા ૨ સાદા.

૨૫ મી લાઇન—૩ બખીઆના ૩ સાદા એ જાતની તરાહ શરૂ થાય છે. છેલ્લા ૩ બખીઆના.

---

## ગળાંનો ભાગ.

૨૬ મી લાઇન—ગળાંના ભાગ વાસ્તે ૧૦ ટાંકા બંધ કરો (૧ ટાંકો જમણા હાથના સૂયા પર રહેશે) ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૨૭ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના તથા ૨ સાદા સાથે ગુંથો.

૨૮ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો. ૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૨૯ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ૩ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો, છેલ્લે ૧ બખીઆનો ૨ બખીઆના સાથે ગુંથો.

૩૦ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૩૧ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ૭ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો ૭ ટાંકા પર ૩ બખીઆના ૨ સાદા. ૨ સાદા સાથે ગુંથો.

૩૨ મી લાઇન—૨ બખીઆના સાથે ગુંથો. ૧ બખીઆનો ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૩૩ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ૫ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૨ સાદા સાથે ગુંથો. ૨૮ ટાંકા રહેશે.

૩૪ મી લાઇન—૧ બખીઆનો ૩ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આં નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૩૫ મી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ૪ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૧ સાદો.

૩૬, ૩૮, ૪૦, ૪૨ તથા ૪૪ મી લાઇનો—૩૪ મી લાઇનની માફક ગુંથો.

૩૭, ૩૯, ૪૧ તથા ૪૩, મી લાઇનો—૩૫ મી લાઇનની માફક ગુંથો.

૪૫ અને ૫૧ મી લાઇનિ—૨ સાદા * ૩ અખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨ અખીઆના.

૪૬ અને ૫૨ મી લાઇનિ—* ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૧ અખીઆનો.

૪૭ અને ૫૩ મી લાઇન—૩ અખીઆના * ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ અખીઆના ૧ સાદો.

૪૮ અને ૫૪ મી લાઇનિ—૨ અખીઆના * ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૪૯ અને ૫૫ મી લાઇનિ—૧ અખીઆનો * ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા

૫૦ અને ૫૬ મી લાઇનિ—૧ સાદો * ૩ અખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ અખીઆના.

(૫૧ મી લાઇનથી ૫૬ મી લાઇનિ સુધી પાછું એક વખત ગુંથો ને ટાંકા બંધ કરો).

## જમણી બાજુનો ભાગ.

નં. ૧૩ ના સૂયા પર ૭૦ ટાંકા માંડો. ૧ સાદો ૧ અખીઆનો એવી ૧૬ લાઇન ગુંથો.

૧૭ મી લાઇનિ—૮ ટાંકા પર ૧ સાદો ૧ અખીઆનો એમ ગુંથો. ૫ ટાંકા બંધ કરો બાકી બધા ૧ સાદો ૧ અખીઆનો એમ ગુંથો.

૧૮ મી લાઇન—૧૭ મી લાઇનમાં જ્યાં ૫ ટાંકા બંધ કર્યા છે ત્યાં ૫ ટાંકા નવા ચડાવવા બાકી ઉપરની માફક લાઇનિ ગુંથી જાઓ

હવે પછીના બટન હોલ દર ૨૯ મી લાઇને કરવા. ૩૦ મીએ બંધ કરેલા ટાંકાની જગાએ નવા ટાંકા બનાવવા.

બીજી ૧૮ લાઇનો—૧ સાદો ૧ અખીઆનો એવી રીતે ગુંથો. બધી મલીને ૩૬ લાઇનો થશે.

બીજી લાઇન—દર ૫ માં ટાંકામાં એક એક ટાંકા ૨૦ ટાંકા રહે ત્યાં સુધી વધારો. ૨૦ ટાંકા પર ૧ સાદો ૧ અખીઆનો એમ ગુંથી જાઓ. એ ૨૦ ટાંકા બટન હોલની પટી વાસ્તે ગુંથાશે. ( ૮૦ ટાંકા ) સૂયા પર થશે.

૮ નંબરના સૂયા લ્યો. ડાબી બાજુના ભાગની માફકજ ગુંથી જાઓ. માત્ર ૨૦ ટાંકા પટીના. ૧ સાદો ૧ અખીઆનો એમ ગુંથો ને બગલના ભાગ સુધી આવો.

## બગલના ભાગનો ઘાટ.

૧ લી લાઇન—૩ ટાંકા બંધ કરો ( ૧ ટાંકો જમણા હાથના સૂયા પર રહેશે ) ૨ અખીઆના * ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો ૨૦ ટાંકા પટીના પટીની રીતે ૧ સાદો ૧ અખીઆનો ગુંથો.

૨ જી લાઇન—૨૦ ટાંકા પટીના ગુંથો. * ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૩ જી લાઇન—૩ ટાંકા બંધ કરો ( ૧ ટાંકો ગુંથ્યા વગર જમણા હાથના સૂયા પર રહેશે ) ૧ સાદો * ૩ અખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ અખીઆના ૧ સાદો બાકી ૨૦ પટીના ગુંથો.

૪ થી લાઇન—૨૦ ટાંકા પટીના ૨ અખીઆના * ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૧ અખીઆનો.

२३१८०



૫ મી લાઇન—૩ ટાંકા બંધ કરો ( ૧ ટાંકો ગુંથ્યા વગર જમણા હાથના સૂયા પર રહેશે ) ૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો ૨૦ પટીના ગુંથો.

૬ ઠી લાઇન—૨૦ પટીના ગુંથો. ૧ સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૭ મી લાઇન—૨ બખીઆના સાથે ગુંથો. ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા. ૨ બખીઆના તથા ૨૦ પટીના પટીની રીતે ગુંથો.

૮ મી લાઇન—૨૦ પટીના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૯ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો. ૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૧ સાદો તથા ૨૦ પટીના ગુંથો.

૧૦ મી લાઇન—૨૦ પટીના ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૨ બખીઆના.

૧૧ મી લાઇન—બખીઆની રીતે ૨ સાથે ગુંથો. ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૨૦ પટીના ગુંથો.

૧૨ મી લાઇન—૨૦ પટીના ગુંથો. ૧ સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૨ સાદા.

૧૩ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો. ૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના ૨૦ પટીના ગુંથો.

૧૪ મી લાઇન—૨૦ પટીના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૨ બખીઆના.

૧૫ મી લાઇન—બખીઆની રીતે ૨ સાથે ગુંથો. ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ૨૦ પટીના ગુંથો.

૧૬ મી લાઇન—૨૦ પટીના ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૧૭ મી લાઇન—૨ સાદા સાથે ગુંથો. ૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨૦ પટીના ગુંથો. (૬૫ ટાંકા રહેશે).

૧૮ મી લાઇન—૮ ટાંકા પર પટીની હારનું ગુંથો. ૫ ટાંકા બંધ કરો. ૬ ટાંકા પર પટીના ગુંથો. ૧ સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના ગુંથો.

૧૯ મી લાઇન—૧ સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના ૭ પટીના ૫ નવા ટાંકા બંધ કર્યા છે તે ઠેકાણે ચડાવો. ૮ પટીના ગુંથો.

૨૦ મી લાઇન—૨૦ પટીના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૨૧ મી લાઇન—૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ૨૦ પટીના ગુંથો.

૨૨ મી લાઇન—૨૦ પટીના ૨ બખીઆના * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો.

૨૩ મી લાઇન—* ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૨૦ પટીના ગુંથો.

૨૪ મી લાઇન—૨૦ પટીના એક સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૨૫ મી લાઇન—૧ સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાંનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના તથા ૨૦ પટીના ગુંથો.

## ગળાંનો ભાગ.

૧ લી લાઈન—૨૦ ટાંકા બંધ કરો. ૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી છેડા સુધી ગુંથો.

૨ જી લાઇન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના.

૩ જી લાઈન— ૫ ટાંકા બંધ કરો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૪ થી લાઈન— * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો.

૫ મી લાઈન—૫ ટાંકા બંધ કરો ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૬ ઠી લાઈન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો.

૭ મી લાઈન—૩ ટાંકા બંધ કરો ૧ સાદો * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૮ મી લાઈન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૯ મી લાઇન—૩ ટાંકા બંધ કરો ૧ બખીઆનો * ૩ સાદા ૩ બખીઆના પાછું * નિશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૧૦ મી લાઈન—* ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લાં ૩ બખીઆના ૨ સાથે ગુંથો. ( ૨૮ ટાંકા રહેશે ) હવે ૧૦ લાઈન ૩ સાદા ૩ બખીઆની જેવી રીતે નીચે તરાહ છે તેવી રીતે ગુંથો.

૨૧ મી લાઈન—* ૩ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૧ બખીઆનો.

૨૨ મી લાઈન—૨ સાદા * ૩ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૨૩ મી લાઇન—૧ સાદો * ૩ અખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૩ અખીઆના.

૨૪ મી લાઇન—૧ અખીઆનો * ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૨૫ મી લાઇન—૨ અખીઆના * ૩ સાદા ૩ અખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૨૬ મી લાઇન—* ૩ અખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ અખીઆના ૧ સાદો.

હવે ૨૧ મી થી ૨૬ મી લાઇન ફરી ફરીને બે વખત ગુંથો. ટાંકા બંધ કરો.

---

## કોલર.

૮ નંબરના સૂયા પર ૫૦ ટાંકા માંડો. ૧ લી લાઇન—૧ સાદો ૧ અખીઆનો એવી રીતે ગુંથો. છેલ્લા ૨ સાથે ગુંથો. ૨ જી લાઇન—૧ સાદો ૧ અખીઆનો એમ ગુંથો. આ બે લાઇનો ફરી ફરીને ૨૬ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો પછી ઘટાડયા વગર ૧૬ ઇંચ થાય ત્યાં સુધી ગુંથો. ટાંકા બંધ કરો.

## બાંય.

૬૦ ટાંકા નં. ૧૩ નાં સૂયા પર માંડો. ૩૬ લાઇન ૧ સાદો ૧ અખીઆનો એવી રીતે ગુંથો. પછીની લાઇન દર ત્રીજે ટાંકે છેલ્લા ૬ ટાંકા રહે ત્યાં સુધી એક એક ટાંકો વધારો. છેલ્લા ૬ ટાંકા પર ૩ સાદા ૩ અખીઆના એમ ગુંથો ( ૭૮ ટાંકા ) બનશે. હવે ૮ નંબરના સૂયા લ્યો. ૩ સાદા ૩ અખીઆના એવી ૨૦ લાઇનો ગુંથી જાઓ. હવે તરાહની ૨૪ લાઇનો ગુંથો. પાછી ૩ સાદા ૩ અખીઆના એવી ૨૦ લાઇનો ગુંથો, પાછી ૨૪ લાઇન તરાહની ગુંથો. પાછી ૨૦ લાઇન ૩ સાદા ૩ અખીઆની ગુંથો, ૨૪ લાઇન પાછી તરાહની ગુંથો. હવે બાંયના ઘાટ વાસ્તે બેઉ છેડે એક એક ટાંકો ઘટાડવો પણ ૩ સાદા ૩ અખીઆની તરાહ

ઘટાડતાં જેમ બરોબર આવે તેવી રીતે ૮ ટાંકા રહે ત્યાં સુધી ગુંથવું. ટાંકા બંધ કરો. બીજી બાંય એજ પ્રમાણે કરો.

હવે સીવી લ્યો. માત્ર કોલરની જે બાજુ ટાંકા ઘટાડયા છે તે બાજુનો ભાગ ગળાની બાજુ સીવવા લ્યો. જે બાજુ પટી છે તે બાજુ મોટો ભાગ આવશે. ( જમણી બાજુના ભાગમાં ).

---

## નમુનો ૨ જો.

### સ્ત્રીઓનો કોલરવાળો લાંબી બાંયનો જમ્પર.

જોઈતાં સાધનો—૧૩ આંઉસ ડબલ્યુ બી. ક્વીનીટ ઊન ગમે તે રંગમાં લ્યો તથા નં. ૫ ના સૂયા લ્યો. ૩ બટન લ્યો તથા પ્હોળો કાળો પટો. બેલ્ટ વાસ્તે લ્યો.

**માપ**—ખભ્ભા નીચે સુધી ૨૧॥ ઈંચ. છાતીનો ભાગ ૩૧ ઈંચ, બાંય કફ સાથે ૧૮ ઈંચ.

**પીઠનો ભાગ**—૬૦ ટાંકા માંડો.

૧ લી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૨ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૧ બખીઆનો.

૨ જી લાઇન—૧ સાદો * ૩ બખીઆના ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૧ સાદો.

ઉપરની બે લાઇનો ફરી ફરીને પાંચ ઈંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. પણ બીજી લાઇને ગુંથણ પુરૂં કરો, ને એક એક ટાંકો બેઉ બાજુએ વધારો. ત્યાર પછી તરાહમાંજ ગુંથણ ચાલુ રાખો. પણ દર ૬ ઠી લાઇને ૭૦ ટાંકા થાય, ત્યાં સુધી બેઉ બાજુ એક એક ટાંકો વધારો. હવે કાંઇપણ વધાર્યા વગર શરૂઆતથી ૧૩ ઈંચ ગુંથણ થાય એટલું ગુંથણ તરાહમાં ગુંથો. ૨ જી લાઇને ગુંથણ પુરૂં કરો.

**બગલના ભાગનો ઘાટ.**

હવે ૯ લાઇનો તરાહની ગુંથો. પણ બેઉ છેડે એક એક ટાંકો ઘટાડો. જેથી સૂયા પર ( ૫૨ ) ટાંકા રહેશે. છેલ્લી લાઇનિ સીધી

બાજુએ પુરી કરો. હવે આગળના ભાગમાં તરાહ માટે ૧ લી લાઈન સાદી ગુંથો.

૨ જી લાઇન—* ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૩ જી લાઇન—* ૨ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૪ થી લાઈન—* ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના ગુંથો. આ ચાર લાઇનો ફરી ફરીને પાંચ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. ઉંધી બાજુએ લાઈન પુરી કરો.

## ગળાંનો તથા ખભ્ભાનો ઘાટ.

૧ લી લાઇન—૪ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો, ગુંથણ ફેરવો.

૨ જી લાઇન—૪ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો, ગુંથણ ફેરવો.

૩ જી લાઇન—૮ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો, ગુંથણ ફેરવો.

૪ થી લાઇન—૮ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો, ગુંથણ ફેરવો.

૫ મી લાઇન—૧૪ ટાંકા ગુંથો ૮ ટાંકા બંધ કરો પછીના ટાંકા ૧૨ ટાંકા રહે ત્યાંસુધી ગુંથો. ગુંથણ ફેરવો.

૬ ઠી લાઇન—ગળાં બાજુએ ગુંથો. ૭ મી લાઈન—ટાંકા બંધ કરો. આટલું ગુંથણ કર્યાથી અડધી બાજુ પુરી થશે. હવે બીજી બાજુ ગળાંની બાજુ ઊન જોડો. ૬ ઠી લાઈન ૧૨ ટાંકા રહે ત્યાંસુધી ગુંથો. ગુંથણ ફેરવો. ૭ મી લાઈન ગળાં બાજુ ગુંથો. ૮ મી લાઈન ટાંકા બંધ કરો.

## આગળનો ભાગ.

હવે બધું પછવાડેની માફક બગલના ભાગ સુધી ઘટાડવાનું લખ્યું છે. ત્યાં સુધી ગુંથો (૫૨) ટાંકા રહે છે. સીધી બાજુએ લાઇન

પુરી કરો. હવે આગળનો ભાગ ખુલ્લો મુકવાને વાસ્તે આવી રીતે ટાંકાના ભાગ પાડો.

૧ લી લાઇન—૩૧ ટાંકા ગુંથો. ૨૧ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો.

૨ જી લાઇન—૪ સાદા * ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૩ જી લાઇન—* ૨ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૬ ટાંકા પર ૨ સાદા ૪ બખીઆના.

૪ થી લાઇન—૪ સાદા * ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૫ મી લાઇન—સાદી ગુંથો.

૬ ઠી લાઇન— ૪ સાદા ૧ આંટો ૨ બખીઆની રીતે સાથે ગુંથો. ૩ સાદા * ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના.

૭ મી લાઇન—* ૨ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૬ ટાંકા ૨ સાદા ૪ બખીઆના.

૮ મી લાઇન—૪ સાદા * ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના.

૯ મી લાઇન—સાદી ગુંથો.

ઉપરની આઠ લાઇનો ફરીને એક વખત ગુંથો. પછી ૨ જી થી ૭ મી લાઇન સુધી ફરીને ગુંથો. હવે ગળાના ઘાટ વાસ્તે નીચે પ્રમાણે તરાહમાંજ ગુંથો.

### ગળાંનો ઘાટ.

૯ ટાંકા બંધ કરો ( ૨૨ ) ટાંકા પર તરાહ ગુંથો.

બીજી લાઇન—ગળાંની બાજુએ તરાહ ગુંથતાં આવો હવે બીજી લાઇનમાં ત્રણ ટાંકા બંધ કરો પછી એક લાઇન મુકી બીજી લાઇનમાં

ત્રણ ટાંકા બંધ કરો (૧૬) ટાંકા રહેશે. ૧૬ ટાંકા પર તરાહમાં ગુંથણ ચાલુ રાખો, જ્યાં સુધી આગળના ભાગમાં ચાર લાઇનો પછવાડે કરતાં વધારે થાય. ગળાં બાજુ ગુંથણ પુરૂં કરો.

## ખભ્ભાનો ઘાટ.

હવે તરાહમાં ગુંથણ કરો પણ ૪ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો. પછીની દર એક લાઇન મુકી દર લાઇને ૪ ટાંકા રહેવા દેવા જ્યાં સુધી બધા ટાંકા એવી રીતે રહે ત્યાં સુધી ગુંથો. ટાંકા બંધ કરો.

હવે ૨૧ ટાંકા બીજી બાજુના રહ્યા છે. ત્યાં ઉન ગળા બાજુ જોડો ૧૦ ટાંકા નવા માંડો. સાદી લાઇન ગુંથો. બાકી બધું ઉપરની માફકજ ગુંથો. માત્ર બટન હોલ નહીં બનાવવા તથા ગળાંના ટાંકા ઉંધી બાજુની લાઇને બંધ કરવા તથા ખભ્ભાના ઘાટના ભાગને પણ ઉંધી બાજુએથી ટાંકા મુકી દેવા. ટાંકા બંધ કરવા.

## બાંય બેઉ સરખી નીચેથી શરૂ કરો ૩૦ ટાંકા માંડો સાદી લાઇન ગુંથો.

૧ લી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૨ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૧ બખીઆનો.

૨ જી લાઇન—૧ સાદો * ૩ બખીઆના ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૧ સાદો.

૩ જી લાઇન—૧ લી લાઇન માફક.

૪ થી લાઇન—સાદી ગુંથો. હવે ઉપરથી ૪ લાઇનો ફરી ફરીને પાછી ચાર વખત ગુંથો. હવે પછી ઉપરની ૨ લાઇનો ફરી ફરીને ૪ વખત ગુંથો જેથી પીઠના ભાગમાં તરાહ છે તેવી થશે. છેલ્લી લાઇને બેઉ બાજુ એક એક ટાંકો વધારો. પછી આ તરાહનું ગુંથણ ચાલુ રાખો. માત્ર દર ૬ ઠી લાઇને બેઉ છેડે એક એક ટાંકો સુયા પર (૫૨) ટાંકા થાય ત્યાં સુધી વધારવો પછીની સાત લાઇનો તરાહમાંજ ઘટાડયા વધાર્યા વગર ગુંથો. હવે ઉપરના ઘાટ વાસ્તે બેઉ બાજુ એક એક ટાંકો ઘટાડતા રહેવું જ્યાં સુધી ૧૨ ટાંકા રહે ત્યાં સુધી એવી રીતે ગુંથો. ટાંકા બંધ કરો.

## કોલર.

### ૮૦ ટાંકા માંડો સાદી લાઈન ગુંથો.

૧ લી લાઈન—૪ સાદા * ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના ૪ સાદા.

૨ જી લાઇન—૪ બખીઆના * ૨ સાદા ૩ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ૪ બખીઆના.

૩ જી લાઈન—૧ લી લાઈન માફક.

૪ થી લાઈન—સાદી ગુંથો.

આ ચાર લાઇનો ફરી ફરીને ચાર ઈંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. ટાંકા બંધ કરો.

### સીવવાની રીત.

ખભ્ભા સીવી લ્યો. બાજુના પડખાં સીવી લ્યો. આગળના ડાબી બાજુના ભાગમાં ૧૦ ટાંકા ચડાવ્યા છે તે અંદરના ભાગમાં સીવી લ્યો. બાંય સીવી બાંયની જગ્યાએ સીવી લ્યો. કોલર જ્યાં ટાંકા બંધ કર્યા છે તે બાજુએથી ગળામાં એની જગ્યાએ સીવી લ્યો. પછી ઇસ્ત્રી કરી લ્યો. આ જમ્પર ઘણું સુંદર બનશે.



## નમુનો ૩ જો.

### બાજુનાં બટનનો બૈરાંઓનો ચોખંડાં ગળાંનો કોટ.

જોઈતાં સાધનો—૧૦ આંઉંસ ડબલ્યુ. બી. ૪ પ્લાઈ ઉન તથા સૂયા જોડી ૧ નં. ૮ તથા સૂયા જોડી ૨ નં. ૧૦ ના બેઉ બાજુ અણીવાળા લ્યો.

માપ—ખભ્ભાથી નીચે સુધી ૨૦॥ ઇંચ છાતીનો ભાગ ૩૩॥ ઇંચ તથા બાંય કફ સાથે ૨૦॥ ઇંચ (૭ બટન તથા ૧ પટો જોઇશે).

### પછવાડેનો ભાગ.

૮ નંબરના સૂયા પર ૯૧ ટાંકા માંડો એ ૯૧ ટાંકા પર ૧॥ ઈંચ ગુંથણ (૧ સાદો ૧ બખીઆનો) એવી રીતે ગુંથો. હવે તરાહ નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૩ સાદા * ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૫ સાદા. પાછું * નિશાનીથી ૮ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૮ ટાંકા પર ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૩ સાદા.

૨ જી લાઇન—બખીઆની ગુંથો. આ બે લાઇનો ફરી ફરીને ચાર વખત ગુંથો.

૧૧ મી લાઇન—૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો * ૫ સાદા ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો. પાછું * આ નિશાનીથી ૮ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૮ ટાંકા પર ૫ સાદા ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો.

૧૨ મી લાઇન—બખીઆની ગુંથો.

છેલ્લી બે લાઇનો ફરી ફરીને ૪ વખત ગુંથો. આ ૨૦ લાઇનો તરાહની થશે તથા આખા કોટમાં એ ગુંથાશે. હવે ૬ ઇંચ ગુંથણ કરી ૧૬ મી લાઇને પીઠના ભાગમાં એક એક ટાંકો બેઉ બાજુ વધારો. પછી દર ૬ ઠી લાઇને સૂયા પર ૧૦૧ ટાંકા થાય ત્યાં સુધી વધારવું આટલું પુરૂં થયા પછી ૧૩ ઇંચ સુધી કાંઇ પણ વધાર્યા વગર ગુંથણ ચાલુ રાખો અને ૧૦ મી લાઇને તરાહની પુરી કરો.

## બગલનો ઘાટ.

હવે ૧૩ લાઇનો ગુંથાય ત્યાં સુધી બેઉ છેડે એક એક ટાંકો ઘટાડવો (૭૫) ટાંકા રહેશે હવે કાંઇ પણ ઘટાડ્યા વગર ૩ા ઇંચ ગુંથણ કરો. ૧૦ મી લાઇને ગુંથણ પુરૂં કરી ટાંકા બંધ કરો.

## જમણી બાજુનો ભાગ.

૮ નંબરના સૂયા પર ૭૩ ટાંકા માંડો. ૧ાા ઇંચ ગુંથણ ૧ સાદો ૧ બખીઆનો. હવે તરાહ શરૂ કરો.

૧ લી લાઇને—પણ આગળના ભાગના ૧૦ ટાંકા પર ૧ સાદો ૧ બખીઆનો એમ ગુંથો * ૫ સાદા ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો.

૧ સાદો ૧ બખીઆનો પાછું * આ નિશાનીથી ૩ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૨ જી લાઇન—૧૦ ટાંકા રહે ત્યાં સુધી બખીઆના ગુંથો. ૧૦ ટાંકા પટીના ( ૧ સાદો ૧ બખીઆનો ) એમ ગુંથો. હવે આ બે લાઇનો ફરી ફરીને ૪ વખત ગુંથો.

૧૧ મી લાઇન—૧૦ ટાંકા પટીના. ( ૧ સાદો ૧ બખીઆનો ) * ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૫ સાદા પાછું * આ નિશાનીથી ૩ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. એ ૩ ટાંકા ૧ બખીઆનો, ૧ સાદો, ૧ બખીઆનો.

૧૨ મી લાઇન—છેલ્લા ૧૦ ટાંકા છોડી બધા બખીઆના ગુંથો. છેલ્લા ૧૦ ટાંકા ( ૧ સાદો ૧ બખીઓનો ) એમ ગુંથો. આ બે લાઇનો ફરી ફરીને ૪ વખત ગુંથો. હવે ૬ ઇંચ ગુંથણ તરાહની લાઇનમાં કરો. તરાહની ૧૬ મી લાઇનમાં ૧ ટાંકો પડખાંની બાજુ વધારો તથા દર ૬ ઠી લાઇને એજ બાજુ એક ટાંકો વધારવો. જ્યાં સુધી ૭૮ ટાંકા સૂયા પર થાય ત્યાં સુધી વધારવું. હવે વધાર્યા વગર ગુંથણ પછવાડેના બગલના ભાગ સુધી કરો. હવે બગલના ઘાટ વાસ્તે પડખાંની બાજુ દર લાઇને એક ટાંકો ઘટાડવો. ૧૩ લાઇનો એવી રીતે ગુંથવી જેથી ( ૬૫ ) ટાંકા રહેશે. હવે ૩ા ઇંચ ગુંથણ કાંઇ પણ ઘટાડયા વગર ૨૦ મી લાઇને પુરૂં કરી ગળાં બાજુ આવો.

## ગળાંનો ઘાટ.

૧૦ બોરડરના ટાંકા બોરડરની તરાહમાં ગુંથી પીન પર રાખી મુકો. ૩૫ ટાંકા બંધ કરો. હવે ૨૦ ટાંકા પર તરાહ ચાલુ રાખો. જ્યાં સુધી પછવાડેના ભાગ સુધી ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. ૧૦ મી લાઇને ગુંથણ પુરૂં કરી ટાંકા બંધ કરો.

## ડાબી બાજુનો ભાગ.

નં. ૯ ના સૂયા પર ૨૮ ટાંકા માંડો. ૨ા ઇંચ ગુંથણ ( ૧ સાદો ૧ બખીઆનો ) એવું કરો. હવે તરાહ નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૩ સાદા * ૧ અખીઆનો ૧ સાદો ૧ અખીઆનો ૧ સાદો ૧ અખીઆનો ૫ સાદા પાછું * આ નિશાનીથી ૫ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૫ ટાંકા ૧ અખીઆનો ૧ સાદો ૧ અખીઆનો ૧ સાદો ૧ અખીઆનો એમ ગુંથો.

૨ જી લાઇન—અખીઆની ગુંથો. આ બે લાઇનો ફરી ફરીને ૪ વખત ગુંથો.

૧૧ મી લાઇન—૧ અખીઆનો ૧ સાદો ૧ અખીઆનો * ૫ સાદા ૧ અખીઆનો ૧ સાદો ૧ અખીઆનો ૧ સાદો ૧ અખીઆનો પાછું * આ નિશાનીથી ૫ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૫ સાદા ગુંથો.

૧૨ મી લાઇન—અખીઆની ગુંથો. છેલ્લી ૨ લાઇનો ફરી ફરીને ૪ વખત ગુંથો. આ ૨૦ લાઇનો કોટની તરાહની થશે. ૬ ઇંચ ગુંથણ શરૂઆતથી કરો પછી પડખાંની બાજુ ૧૬ મી લાઇને એક ટાંકો વધારો. પછી દર ૬ ઠી લાઇને ૩૩ ટાંકા થાય ત્યાં સુધી એક ટાંકો વધારવાનું ચાલુ રાખો. હવે પછવાડના ભાગ જેટલુંજ કાંઈ પણ વધાર્યા વગર ગુંથો. ૧૦ મી લાઇને ગુંથણ પુરૂં કરો.

## બગલનો ઘાટ.

પડખાંની બાજુ ૧૩ લાઇનમાં એક એક ટાંકો ઘટાડો (૨૦) ટાંકા સૂયા પર રહેશે. હવે તરાહમાં ગુંથણ ચાલુ રાખો. જ્યાં સુધી પછવાડના ભાગ જેટલું થાય ત્યાં સુધી ગુંથો. ૧૦ મી લાઇને ગુંથણ પુરૂં કરી ટાંકા બંધ કરો.

## બાંય.

બેઉ સરખા કફની બાજુથી શરૂ કરો. નં. ૧૦ ના સૂયા પર ૫૧ ટાંકા માંડો. હવે ૪ ઇંચ ગુંથણ ( ૧ સાદો ૧ અખીઆનો ) એવું કરો. બીજી લાઇન * ૩ અખીઆના ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ અખીઆનો ગુંથો. ( ૪૧ ) ટાંકા રહેશે.

૮ નંબરના સૂયા પર ગુંથણ લ્યો. પીઠમાં ૨૦ તરાહો આપી છે તેમ ગુંથણ કરો. પણ ૧૧ મી લાઇને એક એક બેઊ બાજુ વધારો તથા ત્યાર પછી દર ૮ મી લાઇને એક એક ટાંકા વધારો જ્યાં સુધી (૬૧) ટાંકા થાય ત્યાં સુધી વધારવાનું ચાલુ રાખો. ૫ લાઇનો ગુંથો ૬ ઠી લાઇનમાં એક એક ટાંકા બેઉ બાજુ વધારો પછી દર ૬ ઠી લાઇને (૭૧) ટાંકા સૂયા પર થાય ત્યાં સુધી વધારવાનું ચાલુ રાખો. ૭ લાઇનો વધાર્યા વગર ગુંથો. ૨૦ મી લાઇને ગુંથણ પુરૂં કરી ઉપરના ઘાટ વાસ્તે બેઉ છેડે દર લાઇને એક એક ટાંકા ઘટાડો હવે આ ૨૫ ટાંકા પર ૧૯ લાઇનિ તરાહની ગુંથી ટાંકા બંધ કરો.

## ગળાંની પટી.

૧૦ નંબરના સૂયા લ્યો. જે ૧૦ ટાંકા પીન પર છે તે સૂયા પર લ્યો તથા સીધી બાજુનું ગુંથણ તમારી સામે રાખી ટાંકા બધા ઉપાડી લ્યો. બીજી બાજુના ખભ્ભાના ટાંકા ઉપાડી ૧ ઇંચ પછીના ટાંકા ઉપાડો બાકી રહેવા દ્યો. (૧૮૮) ટાંકા થશે. બોરડરનાં ૧૦ ટાંકા સાથે ગણીને (૧૪૮) ટાંકા થશે. હવે ટાંકાઓ ત્રણ સૂયામાં સરખી રીતે વહેંચી નાંખો હવે ચેથા સૂયાથી (૧ સાદો ૧ બખીઆનો) ત્રણ લાઇનો ગુંથો પણ દર સૂયાને છેડે દર ખુણા પર એક એક ટાંકા ઘટાડો હવે જમણી બાજુનાં પડખાં પર લાઇનિ પુરી કરી બટન હોલ બનાવો.

૨ જી લાઇનિ—૮ ટાંકા (૧ સાદો ૧ બખીઆનો) એમ ગુંથો ૩ ટાંકા બંધ કરો. બાકીના ટાંકા (૧ સાદો ૧ બખીઆનો) એમ ગુંથો પણ ખુણા પર ઉપરની માફક ઘટાડવું. બીજી લાઇનિમાં બંધ કર્યા છે ત્યાં નવા ટાંકા ચડાવો તથા બેઉ બાજુ ખુણા પર એક એક ટાંકા ઘટાડો. હવે બીજી ચાર લાઇનો ઉપરની માફકજ ઘટાડવાનું ચાલુ રાખી ગુંથવી. ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો.

## સીવવાની રીત.

બાંય પહેલાં સીવી લ્યો. પડખાં સીવી લ્યો. બાંય બાંયની જગાએ. ખભ્ભા સીવી લ્યો. હવે જ્યાં ગળા પર બટન હોલ બનાવ્યો છે

તેની સામેની સાઈડ પર બટન સીવી લ્યો. જે પટી બનાવી છે તેના પર ૨ા ઇંચ મુકી ૬ બટન ૨ા ઇંચના અંતરે સીવવા. હવે જોઈએ તો એક સૂયાથી સાંકળી ગુંથી અથવા તો બટન હોલ ડાબી બાજુનાં પડખાંમાં બનાવો. ડાબી તથા જમણી બાજુનાં પડખાંમાં સાંકળી ગુંથી પટા વાસ્તે લુપ બનાવો તે પટો નાખી દ્યો. બધા ભાગ ઇસ્ત્રીથી દબાવી લ્યો.



# પ્રકરણ ૨ જું.

## [ માર્ગ ૨ જો. ]

## નાનાં બચ્ચાંઓનો ચડી સાથેનો લાંબી બાંયનો શુટ.

### નંબર ૧.

જરસીનું માપ—૧૬ ઇંચ ખભ્ભાથી નીચે સુધી લાંબો ૨૩ ઇંચ છાતીનું માપ ૯ ઇંચ બાંયનું માપ.

ચડીનું માપ—આગળનો ભાગ સીલાઇથી ૯ાા ઇંચ. પાછવાડેનો ભાગ ૧૧ ઇંચ.

જોઇતાં સાધનો—૩ પ્લાઇની ૬ આંઉસ સફેદ ઉન ૧ આંઉસ લીલી ઉન નં. ૧૦ ના હાથી દાંતના ગુંથવાના સૂયા, નં. ૯ ના સૂયા નંગ ૨ તથા સૂયો ૧ હાથી દાંતનો ૧ સૂયો નં. ૧૪ નાં ગુંથણનો લ્યો ૬ બટન લ્યો.

જરસીનો આગળનો ભાગ—૮૦ ટાંકા ૧૦ નંબરના સૂયા પર લીલી ઉનથી માંડો. ( ૨ સાદા ૨ બખીઆના ) એવી રીતે ૧૬ લાઇનો સફેત ઉનથી ગુંથી જાઓ. ૧૬ મી લાઇનિમાં એક ટાંકા ઘટાડો. ૭૯ ટાંકા બનશે ૯ નંબરના સૂયા લ્યો.

૧૭ મી લાઇનિ—૧ ટાંકા ગુંથ્યા વગર ઉતારો. બાકી બધા સાદા ગુંથો.

૧૮ મી લાઇનિ—૧ ટાંકા ગુંથ્યા વગર ઉતારો બાકી બખીઆના ગુંથો છેલ્લો ૧ સાદો.

૧૭ મી તથા ૧૮ મી લાઇનિ એક વખત ફરીને ગુંથો હવે લીલી ઉન જોડો.

૨૧ મી તથા ૨૯ મી લાઇનિ—૧ ટાંકા ગુંથ્યા વગર ઉતારો ૨ સાદા લીલી ઉનથી * ૩ સફેદ ઉનથી, ૪ લીલી ઉનથી પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૬ ટાંકા પર ૩ સફેદ, ૨ લીલા, ૧ સફેદ ગુંથો.

૨૨ મી તથા ૩૦ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨ બખીઆના લીલા * ૩ સફેદ, ૪ લીલા, પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૬ ટાંકા પર ૩ સફેદ, ૨ લીલા, ૧ સફેદ એવી રીતે ગુંથો. આ ૨૧ મી તથા ૨૨ મી લાઇન ફરીને એક વખત ગુંથો.

૨૪ મી તથા ૨૮ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨ બખીઆના લીલા, * ૧ સફેદ, ૧ લીલો, ૧ સફેદ, ૪ લીલા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૬ ટાંકા પર ૧ સફેદ, ૧ લીલો ૧ સફેદ ૨ લીલા, ૧ સફેદ સાદો ગુંથો.

૨૫ મી તથા ૨૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨ સાદા સફેદ * ૩ લીલા, ૪ સફેદ પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૬ ટાંકા પર ૩ લીલા, ૩ સફેદ ગુંથો.

૨૬ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧ બખીઆનો સફેદ * ૫ લીલા, ૨ સફેદ પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૭ ટાંકા પર ૫ લીલા, ૧ સફેદ, ૧ સફેદ સાદો ગુંથો.

૩૧ મી લાઇન—૨૧ લાઇન માફક. માત્ર છેલ્લે ૧ ટાંકો વધારો (૮૦) ટાંકા થશે. લીલી ઉન તોડી નાંખો હવે સફેદ ઉનથી એક સાદી લાઇન તથા એક બખીઆની એમ નીચેની બોરડરથી માંડીને ૧૨ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. હવે દરેક હારની શરૂઆત ત્રણ ત્રણ ટાંકા બગલના ભાગના ઘાટ વાસ્તે બંધ કરો. હવે એક લાઇન મુકી એક એક લાઇને બેઉ બાજુ ૨ ટાંકા સાથે ગુંથો. (૬૬) ટાંકા રહે ત્યાં સુધી એવી રીતે ગુંથો. હવે કાંઇપણ ઘટાડ્યા વગર નીચેથી ૧૪ ઇંચ ગુંથણ થાય તેટલું ગુંથો. ગળાંના ભાગ વાસ્તે ૨૮ ટાંકા ગુંથો. ૧૦ ટાંકા બંધ કરો. ૨૮ ટાંકા પર ગુંથણ કરો. પહેલાંના ૨૮ ટાંકા રહેવા દો છેલ્લા ૨૮ ટાંકા પર દરેક વખતે ગળાંની બાજુએ ૨૦ ટાંકા રહે ત્યાં સુધી ૨ સાથે ગુંથવા. ૧ ઇંચ ગુંથણ કાંઇપણ ઘટાડ્યા વગર કરો, ટાંકા બંધ કરો. ઉન જોડો જે ૨૮ ટાંકા ગુંથ્યા વગર રહેવા દીધા છે તે ટાંકા આ ૨૮ ટાંકા પર ગુંથણ કર્યું છે તેવીજ રીતે ગુંથો. દરેક વખતે ગળાંની બાજુએ ૨૦ ટાંકા રહે ત્યાં સુધી આ બાજુ પણ ઘટાડવું. ભુલવું નહી. ૧ ઇંચ ગુંથણ કરી ટાંકા બંધ કરો. હવે ગળાંની બાજુની

## નાનાં બચ્ચાંઓના ચડી સાથેના

## લાંબી બાંયના સુટ

### નમુનો ૧ લો.



નાનાં બચ્ચાંઓનો લાંબી બાંયનો

ચડ્ડી સાથેનો સુટ.

નમુનો ૨ જો



ભાગ ૨ જો  પ્રકરણ ૨ જુ

સીધી બાજુનું ગુંથણુ તમારી સામે રાખી ૪૪ ટાંકા ઉપાડી લ્યો. એ ૪૪ ટાંકા પર ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ૩ લાઇનો સફેદ ઉનથી ગુંથી જાઓ, લીલી ઉન જોડો તે ઉનથી ૧ લાઇન ગુંથી જાઓ, ને ટાંકા જેમ ગુંથો છો તે પ્રમાણેજ બંધ કરો.

પછવાડેનો ભાગ આગળના ભાગ માફકજ બગલના ભાગમાં ઘટાડતાં ૬૬ ટાંકા રહ્યા છે ત્યાં સુધી ગુંથી જાઓ. ૧૫ ઇંચ નીચેથી ગુંથણ થાય ત્યાં સુધી ઘટાડ્યા વગર ગુંથો, ગળાંના ઘાટ વાસ્તે આગળના ભાગ માફકજ ગુંથો. માત્ર ૨૦ ટાંકા ઘટાડ્યા પછી તરતજ ટાંકા બંધ કરવા, આગળના ભાગમાં ૧ ઇંચ ગુંથણ કરવાનું છે તે નહી કરવું. બીજી બાજુના ૨૮ ટાંકા પર પણ આ બાજુની માફક ગુંથો. ટાંકા બંધ કરો.

સીધી બાજુનું ગુંથણુ તમારી સામે રાખી ૩૬ ટાંકા ગળાંના ઉપાડી લ્યો. એ ૩૬ ટાંકા પર સફેદ ઉનથી ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ત્રણ લાઇનો ગુંથો. લીલી ઉન જોડો. લીલી ઉનથી ઉપરની માફક એક લાઇન ગુંથો. જે પ્રમાણે ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો.

## બાંય.

લીલી ઉનથી ૧૦ નંબરના સૂયા પર ૪૪ ટાંકા માંડો. સફેદ ઉનથી (૨ સાદા ૨ બખીઆના ) ૪ ઇંચ ગુંથણ કરો. હવે ૯ નંબરના સૂયા લ્યો. પીઠના ભાગમાં જે બોરડરની તરાહ આપી છે તે પ્રમાણે ગુંથો હવે લીલી ઉન તોડી નાંખો. ૧ સાદો ૧ બખીઆની એવી લાઇનો ગુંથો પણ યાદ રાખવું કે તરાહ પુરી થઈ ગયા પછી તથા દરેક ૮ મી લાઇનને બેઉ છેડે ૫૮ ટાંકા સૂયા પર થાય ત્યાં સુધી એક એક ટાંકો વધારો. હવે ઉપરના બાંયના ભાગના ઘાટ વાસ્તે દર છેડે બે બે ટાંકા બંધ કરવા. ૩૮ ટાંકા સૂયા પર રહે ત્યાં સુધી બંધ કરવા. ટાંકા બંધ કરો. બીજી બાંય પણ એવીજ રીતે ગુંથો.

# ચડી.

## જમણી બાજુનો પગનો ભાગ.

નં. ૯ ના સૂયા પર લીલી ઉનથી ૮૪ ટાંકા માંડો. સફેદ ઉનથી (૨ સાદા ૨ બખીઆના) એવી ૮ લાઇનો ગુંથો હવે એક સાદી

એક બખીઆની એવી રીતે લાઇનો ગુંથો. પણ ૧૦૪ ટાંકા થાય ત્યાં સુધી દર છેડે એક એક ટાંકો દર લાઇને વધારો, હવે દર એક લાઇન મૂકી દર એક લાઇનિને છેડે ૮૮ ટાંકા રહે ત્યાં સુધી ટાંકા ઘટાડો. હવે જ્યાંથી શરૂ કર્યું છે ત્યાંથી હા ઇંચ ગુંથણ કરો. છેલ્લી લાઇન સાદી ગુંથો.

## પછવાડેનો ઘાટ.

૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૪૯ બખીઆના ટાંકા ગુંથો. ફેરવો.

૨ જી લાઇન તથા વચમાંની લાઇન—બધા ટાંકા હારના છેડા સુધી સાદા ગુંથો.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૩૯ બખીઆના ગુંથો—ફેરવો.

૪ થી લાઇન—હારના છેડા સુધી બધા સાદા ગુંથો.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨૯ બખીઆના ગુંથો—ફેરવો.

૬ ઠી લાઇન—હારના છેડા સુધી બધા સાદા ગુંથો.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧૯ બખીઆના ગુંથો—ફેરવો.

૮ મી લાઇન—હારના છેડા સુધી બધા સાદા ગુંથો.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૯ બખીઆના ગુંથો—ફેરવો.

૧૦ મી લાઇન—હારના છેડા સુધી સાદા ગુંથો.

હવે બધા ટાંકા પર (૨ સાદા ૨ બખીઆના) એવી ૧૨ લાઇનો ગુંથો. હવે હોલ વાસ્તે * ૪ ટાંકા ૨ સાદા ૨ બખીઆના ૧ આંટો ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ૨ બખીઆના.

હવે (૨ સાદા ૨ અખીઆના) એવી ૪ લાઇનો બીજી ગુંથો, ને ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો.

## ડાબી બાજુના પગનો ભાગ.

હવે જમણી બાજુની માફકજ બધું ગુંથો. માત્ર હા ઇંચ ગુંથણ સાદી લાઇને પુરૂં કરવાને બદલે અખીઆની લાઇને કરો અને ઉપર જે ૧૦ લાઇનો ઉપરના ભાગના ઘાટ વાસ્તે આપી છે. તેમાં અખીઆની લાઇને ફેરવવાને બદલે સાદી લાઇને ફેરવવું. ઉપરની ૧૨ લાઇનો તથા હોલની લાઇન તથા બીજી લાઇનો જમણી બાજુની માફકજ કરો. ટાંકા બંધ કરો.

## તૈયાર કરવાની રીત.

બધા ભાગ ગરમ ઇસ્ત્રીથી દબાવી લ્યો. જરસીના બાજુનાં પડખાં સીવી લ્યો. બાંયો સીવી લ્યો. ખભ્ભા સીવી લ્યો માત્ર ગળાંની બાજુ એક એક ઇંચ બેઉ બાજુ મૂકી દ્યો. હવે લીલી ઉનથી જે એક એક ઇંચનો ભાગ છોડી દીધો છે તે પર તથા ગળાંની પટીના ૨ સાદા ૨ અખીઆના એ ગુંથણ છે તેના પર આંટા વગરના પાસા ગુંથો. માત્ર બેઉ બાજુ ખભ્ભા પર એક બાજુ બે બટન હોલ તથા એક ઉપરની પટી પર એમ ત્રણ બટન હોલ એક એક બાજુ બનાવો ૬ બટન હોલ થશે. ૬ બટન બટનની જગાએ સીવી લ્યો.

હવે ચડી સીવી લ્યો. કાણાની તરાહનો ભાગ ઉપર વાસ્તે આવશે. તેમાં ઇલાસ્ટીક નાડીની જગાએ નાખી લ્યો.



# સૂટ નં. ૨.

## ૨ થી ૪ વરસનાં બચ્ચાં માટે.

### માપ.

લંબાઈ, ૧૫ ઇંચ. છાતીની પહોળાઈ, ૨૩ ઇંચ. બાંયની લંબાઇ ૧૦।। ઇંચ.

૬ આંઉસ ૩ પ્લાઈ ઉન. પ્લાસ્ટીક નં. ૯ ના ગુંથવાના હાથી દાંતના સૂયા. અને ૬ બટન લ્યો.

### જરસીનો આગળનો ભાગ.

૮૪ ટાંકા માંડો (૨ સાદા ૨ બખીઆના) એવું ગુંથણ ૨ ઇંચ સુધી કરો પછી એક લાઇન સાદી તથા એક બખીઆની એમ ૧૦ ઇંચ ગુંથણ શરૂઆતથી થાય ત્યાં સુધી ગુંથો.

હવે તરાહ ઉપરના બધા ભાગમાં આ તરાહ ગુંથાશે.

૧ લી અને ૨ જી લાઇન—૧ ટાંકા ગુંથ્યા વગર ઉતારો. ૧ બખીઆનો * ૨ સાદા ૨ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા.

૩ જી અને ૪ થી લાઇન—૧ ટાંકા ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૨ બખીઆના ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લે ૧ બખીઆનો ૧ સાદો.

હવે બગલના ઘાટ વાસ્તે ૪ ટાંકા એક બાજુ તથા ૪ ટાંકા બીજી બાજુ બંધ કરો. હવે તરાહ બરોબર રાખીને ૬૪ ટાંકા રહે ત્યાં સુધી દર એક લાઇન મુકી એક લાઇને એક એક ટાંકા બેઉ બાજુ ઘટાડો હવે ઘટાડયા વગર નીચેથી બધું મલી ૧૩ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો.

### ગળાંના ઘાટ વાસ્તે.

૨૬ ટાંકા પર તરાહ ગુંથો. ૧૨ ટાંકા બંધ કરો બીજુ ૨૬ ટાંકા પર તરાહ ગુંથો. છેલ્લા ૨૬ ટાંકા પર તરાહમાં ગુંથવાનું શરૂ રાખો.

માત્ર ગળાંની બાજુ આવે ત્યારે દરેક લાઇને ૧૮ ટાંકા રહે ત્યાં સુધી એક એક ઘટાડવું. હવે નીચેથી ૧૫ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી તરાહમાંજ ગુંથો. ટાંકા બંધ કરો. બીજા જે ૨૬ ટાંકા ગુંથ્યા વગરના છે તેના પર પણ આની માફકજ ગુંથી જાઓ. ટાંકા બંધ કરો.

## પીઠનો ભાગ.

આગળના ભાગ માફકજ બગલના ભાગ સુધી ૬૪ ટાંકા ઘટાડીને થયા છે ત્યાં સુધી ગુંથો. પછી કાંઈ પણ ઘટાડયા વગર ૧૪ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો.

## ગળાનાં ઘાટ વાસ્તે.

૨૪ ટાંકા પર તરાહ ગુંથો ૧૬ ટાંકા બંધ કરો. ૨૪ ટાંકા પર તરાહ ગુંથો. હવે છેલ્લા ૨૪ ટાંકા પર ગુંથવાનું તરાહમાંજ ચાલુ રાખો. માત્ર ગળાંની બાજુ દરેક લાઇને ૧૮ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડવું. ટાંકા બંધ કરો. બીજા ૨૪ ટાંકા પર પણ એવીજ રીતે ગુંથો ને બંધ કરો.

## બાંય.

૪૪ ટાંકા માંડો (૨ સાદા ૨ બખીઆના) એવું ગુંથણ ૨ ઇંચ કરો. પછી એક સાદી તથા એક બખીઆની એવી લાઈનો ગુંથો. પછી પણ ૭ મી તથા ૮ મી લાઇને બેઉ છેડે ૫૪ ટાંકા થાય ત્યાં સુધી વધારો પછી તરાહ શરૂ કરો. પણ ૭ મી ૮ મી લાઇને ૫૮ ટાંકા થાય ત્યાં સુધી વધારવાનું ચાલુ રાખો. હવે કાંઇ પણ વધાર્યા વગર નીચેથી ૧૦॥ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો પણ ધ્યાન રાખજો કે આ બધો ભાગ તરાહમાં ગુંથાશે. બાંયના ઉપરના ઘાટ વાસ્તે બેઉ છેડે બે બે ટાંકા ૩૮ ટાંકા રહે ત્યાં સુધી બંધ કરો ટાંકા બંધ કરો બીજી બાંય એવીજ રીતે ગુંથો.

આગળની બાજુના ભાગ છે તેના ગળાંના ભાગના પર ટાંકા ઉપાડી લ્યો. એ પર ટાંકા પર (૨ સાદા ૨ બખીઆના) ૬ લાઈનો ગુંથો. ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો.

પછવાડેના ભાગના ગળાંના ભાગના ૪૪ ટાંકા ઉપાડી લ્યો. એ ૪૪ ટાંકા પર (૨ સાદા ૨ બખીઆના) એવી ૬ લાઇનો ગુંથો. ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો.

---

# ચડી.

ચડીનો માપ—આગળનો ભાગ ૯ ઇંચ. પછવાડેનો ભાગ ૧૦ ઇંચ.

## જમણી બાજુનો પગ.

ચડી વાસ્તે—૮૮ ટાંકા માંડો. ૬ લાઇન (૨ સાદા ૨ બખીઆના) એવી ગુંથો. હવે એક સાદી તથા એક બખીઆની એવી લાઈનો ગુંથો. પણ દરેક લાઈને ૧૦૪ ટાંકા થાય ત્યાં સુધી એક એક ટાંકા વધારો. હવે એક એક લાઇન મુકી એક લાઇને ૮૮ ટાંકા રહે ત્યાં સુધી ૨ સાથે ગુંથો. હવે કાંઈ પણ ઘટાડયા વગર ૯ ઇંચ ગુંથણ કરો પણ છેલ્લી લાઇન સાદી ગુંથો.

## કમરના ભાગના ઘાટ.

૧ લી લાઇન—૧ ટાંકા ગુંથ્યા વગર ઉતારો. ૫૯ બખીઆના—ફેરવો.

૨ જી લાઇન—હારના છેડા સુધી સાદા ગુંથો.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૪૭ બખીઆના—ફેરવો.

૪ થી લાઇન—હારના છેડા સુધી સાદા ગુંથો.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૩૫ બખીઆના—ફેરવો.

૬ ઠી લાઇન—હારના છેડા સુધી સાદા ગુંથો.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨૩ બખીઆના—ફેરવો.

૮ મી લાઇન—હારના છેડા સુધી સાદું ગુંથો.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧૧ બખીઆના—ફેરવો.

૧૦ મી લાઈન—હારના છેડા સુધી સાદા ગુંથો.

હવે (૨ સાદા તથા ૨ અખીઆના) એવી ૧૦ લાઇનો ગુંથો.

બીજી લાઈન * ૨ સાદા ૨ અખીઆના ૧ આંટો ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૪ ટાંકા (૨ સાદા ૨ અખીઆના) ગુંથો. બીજી ત્રણ લાઇનો (૨ સાદા ૨ અખીઆના) એવી ગુંથો. ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો.

## ડાબી બાજુનો પગનો ભાગ.

જમણી બાજુના ભાગ માફક ૯ ઇંચ સુધી ગુંથણ કરો પણ છેલ્લી લાઈન સાદીને બદલે અખીઆની ગુંથો. અને ઉપર જે અખીઆની લાઇન ફેરવાનું છે તેને બદલે ૧૦ લાઈનમાં સાદી લાઇને ફેરવાનું તથા સાદી લાઇનને ઠેકાણે અખીઆની ગુંથવી. બાકી ઉપરની ૧૫ લાઇનો જે નાડી નાખવાની છે. તે બધી જમણી બાજુના ભાગ માફકજ ગુંથો.

## સીવવાની રીત.

બધા ભાગને ઇસ્ત્રી કરો જરસીની બાજુઓ તથા બાંયો સીવી લ્યો. ૧ાા ઈંચ ખભ્ભાના ભાગ સીવી લ્યો. બાંડાના ભાગ પર બેઉ બાજુ ત્રણ ત્રણ બટન હોલ બનાવો. તથા બેઉ બાજુ ત્રણ ત્રણ બટન સીવી લ્યો. બાંયો એની જગાએ સીવી લ્યો. ચડીની નાડી નાખવાના ભાગ છે તે બેઉ ભાગ ઉપરના છે તે સીવી લ્યો તથા એ કાંણાની લાઈનમાં ઇલાસ્ટીક નાખી લ્યો.

---

# લાંબી બાંયનો નાનાં બચ્ચાંનો સૂટ નં. ૩.

જરસીનું માપ—લંબાઈ ખભ્ભાથી નીચે સુધી ૧૬ ઇંચ. છાતીનો ભાગ ૨૨ ઇંચ. બાંયની લંબાઈ ૯ ઇંચ.

ચડીનું માપ—આગળનો ભાગ ૯ ઇંચ, પછવાડનો ભાગ ૧૦ાા ઇંચ, પગની સીલાઈ ૨ ઇંચ.

જોઈતાં સાધનો—૬ આંઉસ ૩ પ્લાઈ ઉન. ૯ નંબરના ગુંથવાના હાથી દાંતના સૂયા. ૪ બટન તથા ઇલાસ્ટીક લ્યો.

## જરસીનો આગલનો ભાગ.

૮૦ ટાંકા માંડો. (૨ સાદા ૨ બખીઆના) એવી ૬ લાઇનો ગુંથો. હવે તરાહ ગુંથો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૩ બખીઆના * ૪ સાદા ૪ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૪ સાદા ગુંથો. આ લાઇન ફરીને ત્રણ વખત ગુંથો.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. * ૩ સાદા * ૪ બખીઆના ૪ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ બખીઆના ૧ સાદો આ લાઇન ફરીને ત્રણ વખત ગુંથો.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧ સાદો * ૧ આંટો ૨ સાથે ગુંથો. ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ આંટો ૨ સાથે ગુંથો.

૧૦ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. છેલ્લો ૧ ટાંકો રહેવા દઈ બધા બખીઆના ગુંથો. છેલ્લો ૧ સાદો.

આ દશ લાઇનો તરાહની થશે. આ દશ લાઇનો નીચેથી ૧૨ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ફરી ફરીને ગુંથો. હવે તરાહ ચાલુજ રાખો. પણ બગલના ભાગ વાસ્તે બેઉ બાજુ ત્રણ ત્રણ ટાંકા બંધ કરો. પછી દર ૬ લાઇન મુકી એક લાઇને ૨ ટાંકા બેઉ બાજુ સાથે ગુંથો. જ્યાં સુધી સૂયા પર ૬૬ ટાંકા રહે ત્યાં સુધી એવી રીતે ઘટાડવું હવે કાંઈ પણ ઘટાડયા વગર ૧૩ાા ઇંચ નીચેથી ગુંથણ થાય ત્યાં સુધી

લાંબી બાંયનો નાનાં બચ્ચાંનો

ચડી સાથેનો સુટ.

નમુનો ૩ જો.



## નાનાં બચ્ચાંઓના લાંબી બાંયના ચડી સાથેના સુટ.

### નમુનો ૮ મો.



ગુંથો. હવે ગળાંના ભાગ વાસ્તે ૧૪ ટાંકા પર તરાહ ગુંથો. ૩૮ ટાંકા બંધ કરો બીજા ૧૪ ટાંકા પર તરાહ ગુંથો. હવે આ છેલ્લા ૧૪ ટાંકા પર ૨ ઇંચ તરાહની રીતેજ ગુંથણ કરો. ટાંકા બંધ કરો. હવે જે ૧૪ ટાંકા રહ્યા છે તેના પર પણ ૨ ઇંચ ગુંથણ તરાહની રીતે ગુંથી ટાંકા બંધ કરો.

હવે ગળાંની પટી વાસ્તે જે ૧૪ ટાંકા પર ગુંથણ કર્યું છે તે ગળાંની બાજુના ભાગમાંથી ૧૭ ટાંકા ઉપાડી લ્યો. ૩૮ ટાંકા બંધ કર્યા છે ત્યાંથી ૩૮ ટાંકા ઉપાડી લ્યો તથા પહેલાંની માફક બીજી બાજુના ૧૭ ટાંકા ઉપાડી લ્યો. બીજી લાઇન ૧૬ ટાંકા પર (૧ સાદો ૧ બખીઆનો) એમ ગુંથો. ૧૭ મો ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાથે ગુંથો. ગુંથ્યા વગર ઉતારેલો ટાંકો ૨ સાથે ગુંથેલા પરથી ઉતારી લ્યો. ૩૪ ટાંકા પર (૧ સાદો ૧ બખીઆનો) એમ ગુંથો. પાછું એક ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાથે ગુંથો. ઉતારેલો ટાંકો ૨ સાથે ગુંથેલા પરથી ઉતારી લ્યો. ૧૬ ટાંકા પર (૧ સાદો ૧ બખીઆનો) એમ ગુંથો. હવે ૫ લાઇનો ઉપર પ્રામાણેજ ગુંથો. જે જગાએ ઘટાડયું છે તે જગાએજ ઘટાડવું. ટાંકા બંધ કરો.

## પીઠનો ભાગ.

આગળના ભાગ માફકજ બગલના ભાગ સુધી એટલે ઘટાડીને ૬૬ ટાંકા થયા છે ત્યાં સુધી ગુંથો. હવે કાંઈ ઘટાડયા વગર શરૂઆતથી ૧૪॥ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી તરાહમાંજ ગુંથો.

## ગળાંનો ઘાટ.

૧૪ ટાંકા પર તરાહ ગુંથો. ૩૮ ટાંકા બંધ કરો. ૧૪ ટાંકા પર તરાહ ગુંથો. છેલ્લા ૧૪ ટાંકા પર ૧॥ ઇંચ તરાહનું ગુંથણ કરો. ટાંકા બંધ કરો. હવે જે ૧૪ ટાંકા રહેલા છે તેના પર પણ ૧॥ ઇંચ તરાહનું ગુંથણ કરો. ટાંકા બંધ કરો.

## ગળાંની પટી.

૧૪ ટાંકા પર ૧॥ ઇંચ ગુંથણ કર્યું છે તે ગળાંની બાજુ તરફની ગુંથણની સીધી બાજુનું ગુંથણ તમારી સામે રાખી ૧૦ ટાંકા ઉપાડી લ્યો. ૩૮ ટાંકા બંધ કર્યા છે તે ઉપાડી લ્યો તથા ૧૦ બીજી બાજુના ઉપાડી લ્યો. બીજી લાઇન—(૧ સાદો ૧ બખીઆનો) એવા ૯ ટાંકા ગુંથો.

૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨ સાથે ગુંથો. સેરવેલો ટાંકો ૨ સાથે ગુંથેલા પરથી ઉતારી લ્યો. ૩૪ ટાંકા પર ( ૧ સાદો ૧ બખીઆનો ) એમ ગુંથો. ૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨ સાથે ગુંથો. સેરવેલો ટાંકો ૨ સાથે ગુંથેલા પરથી ઉતારો ૯ ટાંકા પર ( ૧ સાદો ૧ બખીઆનો ) એમ ગુંથો. ૫ લાઇનો બીજી કરો. પણ દરેક વખતે જે ઠેકાણે ટાંકો ઘટાડયો છે તે બેઉ ઠેકાણે ઘટાડવું ટાંકા બંધ કરો.

## બાંય.

૪૪ ટાંકા માંડો. ( ૨ સાદા ૨ બખીઆના ) એવું ત્રણ ઇંચ ગુંથણ કરો હવે જેવી તરાહ જરસીમાં છે તેવી ગુંથો પણ દર ૭ મી તથા ૮ મી લાઇને ૫૮ ટાંકા સૂયા પર થાય ત્યાં સુધી એક એક ટાંકો લાઇનની શરૂઆતમાં વધારવો. હવે બાંયના ઉપરના ઘાટ વાસ્તે દર લાઇને ૩૮ ટાંકા રહે ત્યાં સુધી બે બે ટાંકા લાઇનની શરૂઆતમાં બંધ કરો. બીજી બાંય પણ એવીજ રીતે ગુંથો.

## ચડી.

જમણી બાજુનો ભાગ—૭૬ ટાંકા માંડો ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ૬ લાઇનો ગુંથો. હવે ૧ સાદો ૧ બખીઆની એવી લાઇનો ગુંથો. પણ દર એક લાઇન મૂકી એક લાઇને સૂયા પર ૯૨ ટાંકા થાય ત્યાં સુધી બેઉ બાજુ એક એક ટાંકો વધારો. હવે ચાર લાઇનમાં દરેકની શરૂઆતમાં બે બે ટાંકા બંધ કરો પછી દરેક લાઇન મૂકી એક લાઇનમાં ૨ સાથે ગુંથવા. સૂયા પર ૭૬ ટાંકા થાય ત્યાં સુધી ઘટાડવું ચાલુ રાખો. હવે ૯ ઇંચ ગુંથણ શરૂઆતથી થાય ત્યાં સુધી કાંઈ પણ ઘટાડયા વગર ગુંથો. છેલ્લી લાઇન સાદી ગુંથો.

### પછવાડેનો ઘાટ.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૪૯ બખીઆના—ફેરવો.

૨ જી, ૪ થી, ૬ ઠી, ૮ મી અને ૧૦ મી લાઇન—હારના છેડા સુધી સાદા ગુંથો.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૩૯ બખીઆના—ફેરવો.

૫ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨૯ બખીઆના—ફેરવો.

૭ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧૯ બખીઆના—ફેરવો.

૯ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૯ બખીઆના—ફેરવો.

હવે ૧૦ લાઈનો ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ગુંથો.

બીજી લાઈન * ૨ સાદા ૨ બખીઆના ૧ આંટો ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૪ સાદા ૨ બખીઆના ગુંથો. હવે ૬ લાઈને ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ગુંથો. ટાંકા બંધ કરો. ડાબી બાજુનો પગ જમણી બાજુના ભાગની માફક ગુંથો. માત્ર છેલ્લી લાઈન સાદીને બદલે બખીઆની ગુંથો તથા ૧૦ લાઈનો જે લખી છે તે ટાંકા બખીઆને બદલે સાદા ગુંથીને ફેરવો તથા સાદી લાઈનને ઠેકાણે બખીઆની ગુંથો. બીજી—ઉપરની બધી લાઈનો જમણી બાજુના પગની માફકજ ગુંથો. ટાંકા બંધ કરો.

## સીવવાની રીત.

બધા ગુંથેલા ભાગ પર ઈસ્ત્રી કરી લ્યો. જરસીનાં પડખાંના ભાગ સીવી લ્યો. ખભ્ભાના ભાગ જ્યાં સુધી ગળાની પટી છે ત્યાં સુધી સીવી લ્યો. બાંય, બાંયની જગાએ સીવી લ્યો. હવે ઉપરના ભાગમાં બેઉ બાજુ બટન વાસ્તે બે બે લુપ ક્રોસેસ બનાવી લ્યો. બેઉ બાજુ બે બે બટન ટાંકી લ્યો. ચડી જમણી બાજુનો, ડાબી બાજુનો પગ જોડી સીવી લ્યો. તથા કાંણાવાલી લાઈન છે તેમાં ઇલાસ્ટીક પરોવી લ્યો.



# લાંબી બાંયનો સૂટ નં. ૪.

## ૨ થી ૪ વરસના બચ્ચાં માટે.

### માપ.

માપ—લંબાઇ ૧૪ા ઇંચ, છાતીનું માપ ૨૧ ઇંચ, બાંયની લંબાઈ ૮ ઇંચ, ચડી આગળનો ભાગ ૮ા ઇંચ, પછવાડેનો ૧૦ ઇંચ.

જોઈતાં સાધનો—૫ આઉંસ ૩ પ્લાઈ ઉન ૯ નંબરના ગુંથવાના હાથી દાંતના સયા ઈલાસ્ટીક તથા ૩ બટન.

### જરસીનો આગળનો ભાગ.

૭૨ ટાંકા માંડો (૨ સાદા ૨ અબીઆના) એવું ૨ ઇંચ ગુંથણ કરો. હવે ૮ા ઇંચ ગુંથણ શરૂઆતથી થાય ત્યાં સુધી એક સાદો એક અબીઆની એમ લાઈનો ગુંથો. હવે તરાહ તથા ગળાંનો ભાગ ખુલ્લો મુકવાને આ પ્રમાણે ગુંથો.

૧ લી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૧ આંટો ૨ સાથે ગુંથો * આ નિશાનીથી ૭ વખત ગુંથો. ૫ સાદા ગુંથો. ગુંથણ ફેરવો. આટલાજ ટાંકા પર ગુંથો. બીજા ગુંથ્યા વગર રહેવા દો.

૨ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૪ સાદા * ૨ સાદા ૨ અબીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો.

૩ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૨ સાથે ગુંથો ૧ આંટો * આ નિશાનીથી ૭ વખત ગુંથો ૫ સાદા ગુંથો.

૪ થી લાઈન—૨ જી લાઈન માફક. આ ચાર લાઈનો ફરીને એક વખત ગુંથો.

૯ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૧ આંટો ૨ સાથે ગુંથો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૫ ટાંકા ૧ સાદો, ૨ સાથે ગુંથો. ૧ આંટો ૨ સાદા ગુંથો. હવે ૨ જી, ૩ જી, ૪ થી લાઈનો ફરીને એક વખત ગુંથો.

હવે પાછી તરાહ ૧ લી લાઇનથી શરૂ કરો. હવે તરાહની ૯ મી લાઇનમાં બટન હોલ બીજું બનાવો તથા પહેલા બટન હોલ પછી ૧૨ મી લાઇને પડખાની બાજુએ ગુંથણ પુરૂ કરતાં બગલના ભાગ વાસ્તે ૪ ટાંકા બંધ કરો. હવે તરાહ ચાલુ રાખો પણ દર એક લાઇન મૂકી એક લાઇને બગલ બાજુ સૂયા પર ૩૦ ટાંકા રહે ત્યાં સુધી ૨ સાથે ગુંથી ઘટાડો. હવે કાંઇ પણ ઘટાડયા વગર ગુંથો આગળના ભાગમાં બીજા બટન હોલથી ૧૨ લાઇન મૂકી ત્રીજું બટન હોલ બનાવો. હવે ગળાંના ઘાટ વાસ્તે દર એક લાઇન મૂકી એક લાઇને ગળાંની બાજુ સાદા ટાંકાની બોરડર છે તેની અંદર એક એક ટાંકા ૨૦ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો. હવે કાંઇ પણ ઘટાડયા વગર ૧૪॥ ઇંચ નીચેથી ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો બગલની બાજુએ લાઇન પુરી કરો. ૧૫ ટાંકા બંધ કરો. ૫ ટાંકા પર સાદું ગુંથણ ૧॥ ઇંચ કરો ને ટાંકા બંધ કરો.

હવે બીજી બાજુના ટાંકા રહ્યા છે તેના પર આ પ્રમાણે ગુંથણ કરો. ખાલી સૂયા પર વચમાં ઉન જાડી ચાર નવા ટાંકા ચડાવો.

૧ લી લાઇન—૧ સાદો * ૧ આંટો ૨ સાથે ગુંથો. ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો.

૨ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ બખીઆના ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૫ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૪ સાદા * ૨ સાથે ગુંથો ૧ આંટો ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો.

૪ થી લાઇન—૨ જી લાઇન માફક. હવે જે તરાહ પહેલી બાજુના આગળના ભાગની બગલની બાજુ ગુંથી છે તે પ્રમાણે ગુંથો તથા ગળાંનો ઘાટ જેવી રીતે ગુંથ્યા છે તેવીજ રીતે ગુંથો. માત્ર આ બાજુ બટન હોલ નહી કરવા.

## પીઠનો ભાગ.

હવે ૮॥ ઇંચ ગુંથણ આગળના ભાગ માફકજ કરો. છેલ્લી લાઇન બખીઆની ગુંથો. તરાહ શરૂ કરો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૧ આંટો ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૨ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ બખીઆના ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના તથા ૧ સાદો.

૩ જી લાઇનો—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૨ સાથે ગુંથો. ૧ આંટો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૪ થી લાઇન—૨ જી લાઇન માફક ગુંથો. હવે આ તરાહની ચાર લાઇનો ફરી ફરીને બગલના ભાગ સુધી આવો ત્યાં સુધી ગુંથો પછી બગલના ભાગ વાસ્તે ચાર ચાર ટાંકા બેઉ બાજુ બંધ કરો. પછી દર એક લાઇન મુકી એક લાઇને બેઉ બાજુ એક એક ટાંકો ૫૬ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો. હવે તરાહમાંજ આગળના ભાગ જેટલું ગુંથણ કરો ને ટાંકા બંધ કરો.

## બાંય.

બાંય બેઉ સરખી કરવી, ૪૪ ટાંકા માંડો (૨ સાદા ૨ બખીઆના) એવું ગુંથણ ૨॥ ઇંચ કરો. હવે ૧ લાઇન સાદી તથા ૧ બખીઆની એવું ગુંથણ કરો. પણ દર ૭ મી તથા ૮ મી લાઇને એક એક ટાંકો લાઇનની શરૂઆતમાં વધારો જ્યાં સુધી સૂયા પર ૫૮ ટાંકા થાય ત્યાં સુધી વધારવાનું ચાલુ રાખો. પછી કાંઇ પણ વધાર્યા વગર શરૂઆતથી ૯॥ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. હવે દર લાઇનની શરૂઆતમાં ૨ ટાંકા ઉપરના ભાગના ઘાટ વાસ્તે બેઉ બાજુ ૩૮ ટાંકા રહે ત્યાં સુધી બંધ કરો. ટાંકા બંધ કરો.

## ચડી.

જમણી બાજુનો પગ—૭૨ ટાંકા માંડો (૨ સાદા ૨ બખીઆના) એવી ૮ લાઇનો ગુંથો. હવે એક લાઇન સાદી તથા એક લાઇન બખીઆની એવી ગુંથો. પણ દર લાઇને સૂયા પર ૯૨ ટાંકા થાય ત્યાં સુધી એક એક ટાંકો લાઇનની શરૂઆતમાં વધારો. હવે દર લાઇને ૨ ટાંકા સાથે ગુંથો. જ્યાં સુધી પાછા સૂયા પર ૭૨ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડવાનું ચાલુ રાખો. કાંઈ પણ ઘટાડયા વગર ૭૨ ટાંકા પર શરૂઆતથી ૮॥ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. સાદી લાઇને ગુંથણની લાઇન પુરી કરો.

## પછવાડેનો ધાટ.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૫૯ બખીઆના—ફેરવો.

૨ જી, ૪ થી, ૬ ઠી, ૮ મી અને ૧૦ મી લાઇન—હારના છેડા સુધી સાદી ગુંથો.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૪૭ બખીઆના—ફેરવો.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૩૫ બખીઆના—ફેરવો.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨૩ બખીઆના—ફેરવો.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧૧ બખીઆના—ફેરવો.

હવે બીજી દશ લાઇનો ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ગુંથો.

બીજી લાઇન * ૨ સાદા ૨ બખીઆના ૧ આંટો ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી ગુંથો. બીજી ચાર લાઇનો ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ગુંથો. ટાંકા બંધ કરો.

## ડાબી બાજુના પગનો ભાગ.

૮॥ ઇંચ ગુંથણ ડાબી બાજુની માફકજ કરો. માત્ર છેલ્લી લાઇન સાદીને બદલે બખીઆની ગુંથો અને ૧૦ લાઇનો જે ઉપરના ધાટ વાસ્તે છે તે બખીઆના ટાંકા ગુંથી ફેરવવાને બદલે સાદા ગુંથી ફેરવવાની તથા હારના છેડા સુધી સાદી ગુંથવાને બદલે બખીઆની ગુંથો. હવે દશ લાઇનો તથા કાંણાની તરાહની તથા બીજી ચાર લાઇનો જમણી બાજુના પગ માફકજ ગુંથો. ટાંકા બંધ કરો.

## સીવીને તૈયાર કરવાની રીત.

બધા ગુંથેલા ભાગ ઇસ્ત્રીથી દબાવી લ્યો. જરસીનાં પડખાં તથા ખભ્ભા સીવી લ્યો. જે ૧॥ ઇંચની પટી ગુંથી છે તે વચમાંથી સીવી લ્યો તથા ગળાંના પછવાડેના ભાગમાં સીવી લ્યો હવે ૩ બટન સીવી લ્યો. બાંય, બાંયની જગાએ સીવી લ્યો. ચડી સીવી લ્યો. કાંણાની લાઇનમાં ઇલાસ્ટીક પરોવી દ્યો.



# સૂટ નં. ૫.

## ૯ થી ૧૨ મહીનાનાં બચ્ચાંનો ચડી સાથેનો.

### આ સૂટ છોકરા તેમજ છોકરીને ચાલશે.

### માપ.

ઉપરથી નીચે સુધી ૧૫ાા ઇંચ, છાતીનું માપ ૨૨ ઇંચ, બાંય પાા ઇંચ.

જોઇતાં સાધનો—૩ પ્લાઇ બેબી ઉન અથવા લેમ્બસ ઉન લ્યો. ૯ નંબરના ગુંથવાના સૂયા તથા ૧૩ બટન લ્યો. ૭ બટન ચડીના નીચેના ભાગ વાસ્તે તથા ૬ બટન ઉપર જરસીના ભાગ વાસ્તે લ્યો.

### આગળનો ભાગ.

૨૧ ટાંકા માંડો ૧ લાઇન સાદી ગુંથો.

બીજી લાઇન—(૪ સાદા ૧ આંટો ૨ સાથે ગુંથો) એવી રીતે ત્રણ વખત ગુંથો. ૩ ટાંકા છેલ્લા રહેશે તે સાદા ગુંથો આવી રીતે ગુંથતાં ત્રણ બટન હોલ થશે. હવે ત્રણ લાઇન સાદી ગુંથો. હવે એક સાદી તથા એક ઉંધી એમ લાઇનો ગુંથો પણ દર એક સાદી લાઇનની શરૂઆતમાં તથા છેડે એક એક ટાંકો ૩૧ ટાંકા સૂયા પર થાય ત્યાં સુધી વધારો, હવે દરેક લાઇને શરૂઆતમાં તથા છેડે સૂયા પર ૫૩ ટાંકા થાય ત્યાં સુધી એક એક ટાંકો વધારો હવે ૬ લાઇનમાં દર લાઇને ૫ ટાંકા વધારવા જેથી સૂયા પર (૮૩) ટાંકા બનશે. હવે પછી કાંઇ પણ ઘટાડયા વધર્યા વગર શરૂઆતથી ૯ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. વચમાંથી માપવું. છેલ્લી બખીઆની લાઇને છેડા પર એક ટાંકો વધારો. ગુંથણ પુરૂં કરો. હવે ૮ લાઇના (૨ સાદા ૨ બખીઆના) એવી ગુંથો. હવે આગળનો ભાગ ખુલ્લો મુકવાને ૨૮ ટાંકા ગુંથો. ૨૮ ટાંકા ગુંથ્યા વગર વચમાંના રહેવા દ્યો. હવે છેલ્લા ૨૮ ટાંકા ગુંથો. પાછું એ ૨૮ ટાંકા પર ગુંથો. હવે ૭ ટાંકા નવા માંડો એ ૭ ટાંકા અંદરની પટી વાસ્તે થશે. એ ૭ ટાંકા પર દરેક વખતે સાદા ગુંથો. બાકીના ૨૮ જેવી રીતે એક લાઇન સાદી એક બખીઆની નીચે ગુંથી છે એવી રીતે ૧ાા ઇંચ ગુંથો. છેલ્લી લાઇન બગલ બાજુ પુરી કરો.

## બગલનો ભાગ.

૫ ટાંકા બંધ કરો પછી દર વખતે બગલ બાજુ દર એક લાઈન મુકી એક લાઈને સુયા પર (૨૫) ટાંકા રહે ત્યાં સુધી બગલ બાજુ એક એક ટાંકો ઘટાડવો હવે કાંઈ પણ ઘટાડયા વધાર્યા વગર ૭ ટાંકા બોરડરના સાદા ગુંથો, બાકીનું ગુંથણ એક સાદી લાઇન એક બખીઆની એવું ૪ ઈંચ કરો. હવે ૧ાા ઈંચ ગુંથણ ૭ ટાંકા બોરડરને બદલે ૧૧ ટાંકા સાદા રાખી કરો.

હવે ગળાં બાજુ લાઈન પુરી કરો. બીજી લાઈન ૪ ટાંકા ગળાં વાસ્તે બંધ કરો. ૭ ટાંકા સાદા ગુંથો, બાકીના સાદી લાઈન હોય તો સાદા ગુંથો. હવે નીચેથી ૧૫ાા ઈંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. ટાંકા બંધ કરો હવે બીજી બાજુના ૨૮ ટાંકા રહ્યા છે તે પણ એવીજ રીતે ગુંથો. ગળાંની બાજુ ૭ ટાંકા અંદરની પટી વાસ્તે નવા માંડવા ભુલવું નહીં જેથી જરસીની બેઉ બાજુઓ પુરી થશે.

હવે વચમાંના ૨૮ ટાંકા જે રહ્યા છે તે ગુંથવા, પણ પહેલા ૭ ટાંકા તથા છેલ્લા સાત ટાંકા દર વખતે સાદા ગુંથવા. બાકીના એક ટાંકા પર લાઇન સાદી તથા એક બખીઆની એમ ગુંથવી પણ ૪ થી લાઇને તથા ૧૬ મી લાઈને બટન હોલ આવી રીતે બનાવો ( ૩ સાદા ૨ સાથે ગુંથો ) ૧ આંટો પછી છેલ્લા ૫ ટાંકા પર ૧ આંટો ૨ સાથે ગુંથો. ૩ સાદા એવી રીતે ૪ થી તથા ૧૬ મી લાઈને બટન હોલ બનાવો હવે ૧૪ લાઇન બેઉ બાજુની પટી સાદી રાખી ગુંથી જાઓ. હવે બધું સાદું ગુંથણ કરો. હવે ૨૭ લાઈનમાં પાછું ઉપરની માફક બટન હોલ બનાવો. સાદું ગુંથણ ગળાંની પટી સુધી આવો ત્યા સુધી ચાલુ રાખો. ટાંકા બંધ કરો. પગની પટી વાસ્તે સીધી બાજુનું ગુંથણ તમારી સામે રાખો. હવે ચડીના ભાગનો ઘાટ થયો છે ત્યાંથી ૩૬ ટાંકા ઉપાડી લ્યો. નીચેના ભાગમાં લાઈન પુરી થશે. પહેલા ૪ ટાંકા સાદા ગુંથો. બાકીના ( ૨ સાદા ૨ બખીઆના ) એવી રીતે લાઇનના છેડા સુધી ગુંથો. બીજી લાઇનમાં બટન હોલ બનાવો. ( ૨ સાથે ગુંથો ૧ આંટો ૨ સાદા ગુંથો ) આવી રીતે હારના ૪ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૪ ટાંકા સાદા ગુંથો. હવે ૫ લાઇનો ( ૨ સાદા ૨ બખીઆના) એવી બીજી ગુંથી જાઓ. છેલ્લાં ચાર ટાંકા હમેશ સાદા ગુંથવા તથા છેલ્લી લાઈનમાં એ ટાંકા પર બટન

હોલ બનાવવું. હવે ૪ ટાંકા સાદા સાદી રીતે બંધ કરવા તથા બાકીના જેવી રીતે ગુંથો છો તેવી રીતે બંધ કરો. હવે બીજી બાજુનો ભાગ પહેલાની માફકજ ગુંથો. પણ ટાંકા ઉપરના ભાગના બદલે નીચેથી ઉપાડો. ૪ સાદા ટાંકા તથા બટન હોલ નીચેના ભાગમાં આવશે.

## પીઠનો ભાગ.

હવે પીઠનો ભાગ આગળની માફકજ બધું જ્યાં સુધી ૯ ઇંચ ગુંથણ થઇ ૨ સાદા અને ૨ બખીઆના એવી ૮ લાઇનો કરી છે. ત્યાં સુધી ગુંથો પછી ૧ સાદી તથા ૧ બખીઆની એવી લાઇન આગળના ભાગ માફક બગલના ભાગ સુધી આવો ત્યાં સુધી ગુંથો. હવે બગલના ભાગ વાસ્તે બેઉ લાઇનની શરૂઆતમાં પાંચ પાંચ ટાંકા બંધ કરો. હવે દર એક લાઇન મૂકી એક લાઈ ને બેઉ બાજુ એક એક ટાંકો સૂયા પર ૬૪ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો હવે એક સાદી ૧ બખીઆની એવી લાઇનો જ્યાંથી ( ૨ સાદા ૨ બખીઆના ) એવી લાઈનો પુરી થઇ છે તેને મુકીને ૪ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો છેલ્લી લાઇન બખીઆની ગુંથો. ગુંથણ નીચે પ્રમાણે ચાલુ રાખો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો બાકી બધા સાદા ગુંથો.

૨ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧૩ બખીઆના ૩૬ સાદા ૧૩ બખીઆના ૧ સાદો. આ બે લાઈનો ફરી ફરીને જ્યાં સુધી આગળના ભાગ જેટલું ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. ટાંકા બંધ કરો. પગનો પટીનો ભાગ પણ આગળની માફકજ ગુંથો. માત્ર બટન હોલ નહી કરવા.

## બાંય.

૪૪ ટાંકા માંડો. ૧॥ ઇંચ ગુંથણ ( ૨ સાદા ૨ બખીઆના ) એવું ગુંથો. હવે પછીથી લાઇનો એક સાદી એક બખીઆની એવી ગુંથવી પણ દર પાંચમી તથા ૬ ઠી લાઇને એક એક ટાંકો વધારવો સૂયા પર ૫૪ ટાંકા થાય ત્યાં સુધી એવી રીતે ગુંથો હવે જ્યાં સુધી ૫॥ ઇંચ શરૂઆતથી

६ થી ૧૨ મહીનાનાં બચ્ચાંનો
ચડ્ડી સાથેનો સુટ.

નમુનો ૫ મો.



## નાનાં બચ્ચાંઓના કોટ.

નમુનો ૭ મો.

ગુંથણ થાય ત્યાં સુધી એ ૫૪ ટાંકા પર ગુંથો હવે ઉપરના ભાગના ઘાટ વાસ્તે ૩૦ ટાંકા સૂયા પર રહે ત્યાં સુધી દર લાઇને બે બે ટાંકા બંધ કરો બીજી બાંય પણ એવીજ રીતે ગુંથો.

## સીવવાની રીત.

બધા ગુંથેલા ભાગ ઇસ્ત્રીથી દબાવી લ્યો. હવે જે પટી વાસ્તે આગળના ભાગમાં ૭ ૭ ટાંકા માંડેલા છે તે ઉલટી બાજુ અંદર સીવી લ્યો. બટન માટે જે હોલ કરેલા છે તેને ઠેકાણે બેઉ બાજુ ત્રણ ત્રણ બટન સીવી લ્યો. બાજુનાં પડખાં, ખભા, તથા બાંય બધું સીવી લ્યો. ચડીના નીચેના ભાગમાં જે ૭ બટન હોલ છે તેની બીજી બાજુના ભાગમાં બટન સીવી લ્યો.



# નાનાં બચ્ચાંનો

# કોટ નં. ૬.

જોઈતાં સાધનો—૧૦ આંઉસ બીહીવ ડબલ, ગુંથવાની ઉન તથા ૮ નંબરનાં ગુંથવાનાં સૂયા તથા ૪ પર્લ બટન લ્યો.

## માપ.

ખભ્ભાથી નીચે સુધી ૧૬ ઇંચ તથા છાતીનો ભાગ ૨૭ ઇંચ, બગલથી નીચે સુધી બાંય ૮ ઇંચ. કફ ઉપર લાઈને.

## પીઠનો ભાગ.

૮૦ ટાંકા માંડો. ૧૦ લાઈનો સાદી ગુંથો.

૧૧ મી લાઈન સાદી ગુંથો.

૧૨ મી લાઈન—૧ સાદો બધા બખીઆનાં ૧ સાદો.

હવે આ બે લાઈનો ફરી ફરીને ગુંથો પણ ૯ મી તથા ૧૦ મી લાઈનની શરૂઆતમાં ૬૮ ટાંકા સૂયા પર રહે ત્યાં સુધી એક એક ટાંકા ઘટાડવો. હવે ગુંથણ શરૂઆતથી ૧૦ ઇંચ થાય ત્યાં સુધી કાંઈ પણ ઘટાડયા વધાર્યા વગર કરો. છેલ્લી લાઈન બખીઆની ગુંથો. હવે બગલના ઘાટ વાસ્તે બેઉ બાજુ ત્રણ ત્રણ ટાંકા બંધ કરો. હવે પાછો એક એક ટાંકો બેઉ બાજુ ઘટાડો. ત્યાર પછી એક લાઈન મુકી દર એક લાઈને એક એક ટાંકો બેઉ બાજુ ૫૪ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડવું. હવે કાંઈ પણ ઘટાડયા વગર ૪ ઇંચ ગુંથણ કરો, બખીઆની લાઈને ગુંથણ પુરૂં કરો.

## ખભ્ભાનો ઘાટ.

૧ લી લાઈન—છેલ્લા ૭ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો સાદા ગુંથો—ગુંથણ ફેરવો.

૨ જી લાઈન—છેલ્લા ૭ ટાંકા રહેવા દો બાકી બધા બખીઆના ગુંથો—ગુંથણ ફેરવો.

૩ જી લાઈન—છેલ્લા ૧૪ ટાંકા રહેવા દો બાકી બધા સાદા ગુંથો—ગુંથણ ફેરવો.

૪ થી લાઈન—છેલ્લા ૧૪ ટાંકા રહેવા દો બાકી બધા બખીઆના ગુંથો.—ગુંથણ ફેરવો.

૫ મી લાઈન—છેલ્લા ૨૧ ટાંકા રહેવા દ્યો. બાકી બધા સાદા ગુંથો—ગુંથણુ ફેરવો.

૬ ઠી લાઈન—છેલ્લા ૨૧ ટાંકા રહેવા દ્યો. બાકી બધા બખીઆના ગુંથો—ગુંથણુ ફેરવો.

૭ મી લાઈન—બધા ટાંકા કાંઈ પણ રહેવા દીધા સિવાય સાદા ગુંથો—ટાંકા બંધ કરો.

## ડાબી બાજુનું પડખું.

૫૫ ટાંકા માંડો. ૧૦ લાઈન સાદી ગુંથો.

૧૧ મી લાઈન—સાદી.

૧૨ મી લાઈન—૬ સાદા બાકી બધા બખીઆના ગુંથો. છેલ્લો ૧ સાદો હવે ઉપરની બે લાઈનો ફરી ફરીને નીચેથી ૩ા ઈંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. છેલ્લી લાઈન બખીઆની ગુંથો. હવે બટન હોલ બનાવવા. આવી રીતે બીજી લાઈન ગુંથો ૫૧ ટાંકા સાદા ગુંથો. ૨ બંધ કરો તથા ૨ સાદા ગુંથો.

૨ જી લાઈન—૨ સાદા ગુંથો. બંધ કરેલા ટાંકાને ઠેકાણે બે નવા ચડાવો બાકી બધા બખીઆના ગુંથો. છેલ્લો ૧ સાદો હવે પાછું ત્રણ ઈંચ ગુંથણ કરો. છેલ્લી લાઈન બખીઆની ગુંથો, પાછું ઉપરની માફક બટન હોલ બનાવો. હવે એક લાઈન સાદી ગુંથો. હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઈન—૩ સાદા બાકી બધા બખીઆના છેલ્લો ૧ સાદો.

૨ જી લાઈન—સાદી ગુંથો. આ બે લાઈનો ફરી ફરીને એક વખત ગુંથો.

હવે આવી રીતે બીજી લાઈનમાં અને પછી દર ૪ થી લાઈને આગળની બાજુ એક ટાંકો સાદો વધારે ગુંથવો. અને દર ૮ મી લાઈને એક ટાંકો સાદા ટાંકા મુકી ઘટાડવો જ્યાં સુધી ૧૦ ટાંકા સાદા ગુંથેલા થાય ત્યાં સુધી એમ ગુંથો છેલ્લી લાઈન બખીઆની ગુંથો.

હવે લાઈનની શરૂઆતમાં ૬ ટાંકા બંધ કરો. હવે આગળની બાજુનું ગુંથણ ઉપર પ્રમાણેજ ચાલુ રાખી બગલ બાજુ હંમેશ

સાદી લાઇને એક એક ટાંકો ઘટાડવો. જ્યાં સુધી ૪૦ ટાંકા રહે ત્યાં સુધી એવી રીતે બગલ બાજુ ઘટાડવું. આગળની બાજુ તો ઉપરની માફકજ ગુંથણ ચાલુ રાખવું. હવે ૧૪ ટાંકા સાદા આગળની બાજુ થાય ત્યાં સુધી બગલ બાજુ ઘટાડયા વગર ગુંથો છેલ્લી લાઇન સાદી ગુંથી પુરૂં કરો.

૨ જી લાઇનમાં ૪ ટાંકા બંધ કરો. હવે બીજી લાઇનમાં ૧ ટાંકો ગળાં બાજુ ઘટાડો તથા ત્યાર પછી દર એક લાઇન મુકી એક લાઇનમાં એક ટાંકો સુયા પર ૨૧ ટાંકા રહે ત્યાં સુધી ગળા બાજુ ઘટાડો હવે ખભ્ભાના ઘાટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—છેલ્લા ૭ ટાંકા રહેવા દો. બાકી બધા બખીઆના ગુંથો—ગુંથણ ફેરવો.

૨ જી લાઇન—બધા સાદા ગુંથો.

૩ જી લાઇન—છેલ્લા ૧૪ ટાંકા રહેવા દો. બાકી બધા બખીઆના ગુંથો—ગુંથણ ફેરવો.

૪ થી લાઇન—સાદી ગુંથો. ટાંકા બંધ કરો. ડાબી બાજુ પુરી કરી જમણી બાજુ વાસ્તે ૫૫ ટાંકા માંડો તથા બધું ગુંથણ ડાબી બાજુ માફકજ કરો માત્ર બોરડર તથા કાલરના ભાગનું લાઇનની શરૂઆતમાં કરવાને બદલે છેડે ગુંથો. બટન હોલ નહીં બનાવવા.

## બાં ય.

બાંય બેઉ સરખી—૩૬ ટાંકા માંડો. હવે એક સાદી લાઇન એક બખીઆની એવું ગુંથણ કરો પણ દર લાઇનને છેડે સુયા પર ૬૦ ટાંકા થાય ત્યાં સુધી ત્રણ ત્રણ ટાંકા વધારો હવે દર ૬ ઠી અને ૭ મી લાઇને એક એક ટાંકો પર ટાંકા સુયા પર રહે ત્યાં સુધી ઘટાડવું. હવે દર ૮ મી લાઇનમાં બેઉ બાજુ એક એક ટાંકો ૪૮ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડવું. હવે કાંઇ પણ ઘટાડયા વગર ૮ ઇંચ શરૂઆતથી ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો છેલ્લી લાઇન બખીઆની ગુંથો.

બીજી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો. ૪ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ચાર ટાંકા ૨ સાથે ગુંથો. ૨ સાદા.

હવે ત્રણ ઇંચ ગુંથણ સાદી લાઇનમાં ગુંથો. ટાંકા બંધ કરો.

### કોલર.

૫૪ ટાંકા માંડો. ૧॥ ઇંચ ગુંથણ સાદું ગુંથો ટાંકા બંધ કરો.

સીવવાની રીત—બધા ભાગ ઇસ્ત્રીથી દબાવી લ્યો. હવે બધા ભાગ સીવી લ્યો. કોલર ફોટોમાં આપ્યો છે એ રીતે સીવી લ્યો. બે બટન બટનની પટી પર સીવી લ્યો તથા બીજાં બે બટન, ડાબી બાજુના ભાગમાં સીવી લ્યો જેથી ડબલ બ્રેસ્ટના કોટનો ખ્યાલ મળશે.

# નાનાં બચ્ચાનો કોટ નં. ૭.

જોઇતાં સાધનો—૧૦ આંઉંસ ટેઝલ ઉન લ્યો. બે ગુંથવાના ૮ નંબરના સુયા તથા ૩ પર્લ બટન લ્યો.

માપ—ઉપરથી નીચે સુધી ૧૮ ઇંચ છાતીનો ભાગ ૩૧ ઇંચ બાંય ૧૦ ઇંચ. કફ ઉપર આવતાં.

**પીઠનો ભાગ**—૮૮ ટાંકા માંડો.

૧ લી લાઇન—૧૭ સાદા * ૨ બખીઆના ૬ સાદા પાછું * આ નિશાનીથી ૯ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૯ ટાંકા ૨ બખીઆના ૧૭ સાદા ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો ૬ બખીઆના * ૨ સાદા ૬ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો.

આ બે લાઇનો ફરી ફરીને ૪ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો ૨ જી લાઇને ગુંથણ પુરૂં કરો. હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—સાદી ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો બાકી બધા બખીઆના ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો છેલ્લી બે લાઇનો ફરી ફરીને શરૂઆતથી ૧૨॥ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. છેલ્લી લાઇન બખીઆની ગુંથો હવે બગલના ઘાટ વાસ્તે પાંચ પાંચ ટાંકા બેઉ બાજુ બંધ કરો. હવે પછીની લાઇનમાં એક એક ટાંકો

બેઉ બાજુ સાથે ગુંથો તથા ત્યાર પછી એક એક લાઇન મુકી એક એક ટાંકો બેઉ બાજુ સૂયા પર ૬૮ ટાંકા રહે ત્યાં સુધી સાથે ગુંથો હવે કાંઇ પણ ઘટાડયા વગર ગુંથણ ૧૮ ઇંચ નીચેથી થાય ત્યાં સુધી કરો. ખભ્ભાના ઘાટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—છેલ્લા ૮ ટાંકા ગુંથ્યા વગર રહેવા દઇ બધા સાદા ગુંથો—ગુંથણ ફેરવો.

૨ જી લાઇન—છેલ્લા ૮ ટાંકા ગુંથ્યા વગર રહેવા દઇ બધા બખીઆના ગુંથો—ગુંથણ ફેરવો.

૩ જી લાઇન—છેલ્લા ૧૬ ટાંકા ગુંથ્યા વગર રહેવા દઇ બધા સાદા ગુંથો—ગુંથણ ફેરવો.

૪ થી લાઇન—છેલ્લા ૧૬ ટાંકા ગુંથ્યા વગર રહેવા દઇ બધા બખીઆના ગુંથો—ગુંથણ ફેરવો.

૫ મી લાઇન—છેલ્લા ૨૪ ટાંકા ગુંથ્યા વગર રહેવા દઇ બધા સાદા ગુંથો—ગુંથણ ફેરવો.

૬ ઠી લાઇન—છેલ્લા ૨૪ ટાંકા ગુંથ્યા વગર રહેવા દઇ બધા બખીઆના ગુંથો—ગુંથણ ફેરવો.

૭ મી લાઇન—હારના છેડા સુધી સાદા ગુંથો. ટાંકા બંધ કરો.

## ડાબી બાજુનો ભાગ.

૬૩ ટાંકા માંડો.

૧ લી લાઇન—૭ સાદા * ૨ બખીઆના ૬ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૨ જી લાઇન—૬ સાદા * ૨ સાદા ૬ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો. આ બે લાઇનો ફરી ફરીને ૪ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. બીજી લાઇને ગુંથણ પુરૂં કરો હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—સાદી.

૨ જી લાઇન—૬ સાદા બાકી બધા બખીઆના ગુંથો છેલ્લો ૧ સાદો આ બે લાઇનો ફરી ફરીને ૧૨।। ઇંચ શરૂઆતથી ગુંથણુ થાય ત્યાં સુધી ગુંથો. છેલ્લી બખીઆની લાઇને ગુંથણુ પુરૂં કરો. હવે ૫ ટાંકા લાઇનની શરૂઆતમાં બંધ કરો. આ બગલના ઘાટ વાસ્તે થશે અને ત્યાર પછી દર એક લાઇન મુકી એક લાઇને ૫૩ ટાંકા સૂયા પર રહે ત્યાં સુધી બગલ બાજુ ૨ સાથે ગુંથવા પછી ત્રણ ઇંચ ગુંથણુ ઘટાડયા વગર કરો સાદી લાઇને ગુંથણુ પુરૂં કરો. ૨૫ ટાંકા લાઇનની શરૂઆતમાં બંધ કરો. હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—સાદી ગુંથો પણ છેલ્લા ત્રણ ટાંકા રહે તે ૨ સાથે ગુંથો. ૧ સાદો ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો બાકી બધા બખીઆના ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો ઉપરની બે લાઇનો ફરી ફરીને સૂયા પર ૨૪ ટાંકા રહે ત્યા સુધી ગુંથો, હવે ખભ્ભાના ઘાટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૧ સાદો ૧૬ બખીઆના—ગુંથણુ ફેરવો.

૨ જી લાઇન—૧૬ સાદા ગુંથો—ગુંથણુ ફેરવો.

૩ જી લાઇન—૧ સાદો ૧૭ બખીઆના—ગુંથણુ ફેરવો.

૪ થી લાઇન—૮ સાદા ગુંથો—બધા ટાંકા બંધ કરો.



## જમણી બાજુનો ભાગ.

૭૧ ટાંકા માંડો.

૧ લી લાઇન—* ૬ સાદા ૨ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૭ સાદા ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો ૬ બખીઆના * ૨ સાદા ૬ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૮ સાદા ગુંથો. આ બે લાઇનો ફરી ફરીને ૪ ઇંચ ગુંથણુ થાય ત્યાં સુધી ગુંથો. ૨ જી લાઇને ગુંથણુ પુરૂં કરો.

૧ લી લાઇન—સાદી ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો બાકી બધા બખીઆના ગુંથો છેલ્લા ૬ સાદા ગુંથો. હવે આ બે લાઇનો ફરી ફરીને ૯ ઇંચ શરૂઆતથી ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો, ગુંથણ બખીઆની લાઇને પુરૂં કરો. નીચે પ્રમાણે બટન હોલ બનાવો.

૧ લી લાઇન—૨ સાદા ગુંથો ૩ ટાંકા બંધ કરો ૧ સાદો ગુંથો ૨ સાથે ગુંથો બાકી બધા સાદા ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો, બાકી બખીઆના ગુંથો ૧ સાદો ગુંથો. ૩ ટાંકા બંધ કર્યા છે તે ઠેકાણે નવા ચડાવો તથા ૨ સાદા ગુંથો હવે ઉપરની બે લાઇનો ફરી ફરીને ૧૨ા ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો પણ બીજી પછીની ત્રીજી લાઇનમાં એક ટાંકો સાદી બોરડર કર્યા પછી ઘટાડવો ને ત્યારપછી દર ત્રીજી લાઇને એક ટાંકો સાદી બોરડર ગુંથ્યા પછી ઘટાડવો ભુલવું નહી. છેલ્લી સાદી લાઇને ગુંથણ પુરૂં કરી બગલ બાજુ ૫ ટાંકા બંધ કરો પણ સાદી બોરડર બાજુ પણ ત્રીજી લાઇને એક ટાંકો ઘટાડવો હવે બગલ બાજુ બીજી લાઇનમાં તથા ત્યાર પછી એક લાઇન મુકી એક લાઇનમાં એક એક ટાંકો ઘટાડવો પણ આગળની બાજુની ત્રીજી લાઇનમાં ઉપરની માફક ઘટાડવો. ૪૮ ટાંકા સુયાપર રહે ત્યાં સુધી બગલ બાજુ ઘટાડવું. હવે બગલ બાજુ ઘટાડવું નહી. માત્ર આગળની બાજુજ ૪૧ ટાંકા સુયાપર રહે ત્યાં સુધી ઘટાડવું છેલ્લી લાઇન બખીઆની એ ગુંથણ પુરૂં કરી નીચે પ્રમાણે બટન હોલ કરો.

૧ લી લાઇન—૨ સાદા ગુંથો, ૩ ટાંકા બંધ કરો બાકી બધા સાદા ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો ગુંથો બાકી બધા બખીઆના ગુંથો. છેલ્લો ૧ સાદો. ટાંકા બંધ કર્યા છે તે ઠેકાણે ૩ નવા બનાવો ૨ સાદા ગુંથો. હવે બોરડર ગુંથ્યા પછી એક ટાંકો ઘટાડો હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૧ સાદો બાકી બધા બખીઆના ગુંથો. છેલ્લા ૬ સાદા ગુંથો.

૨ જી લાઇન—૧૨ ટાંકા ગળાંના ઘાટ વાસ્તે બંધ કરો. ૨ સાથે ગુંથો બાકી હારના છેડા સુધી સાદા ગુંથો હવે દર એક લાઇન મુકી એક લાઇને એક એક ટાંકો ગળાં બાજુ ૨૪ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો બખીઆની લાઇને ગુંથણ પુરૂ કરો.

## ખભ્ભાના ઘાટ વાસ્તે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૧૬ સાદા ગુંથો—ગુંથણ ફેરવો.

૨ જી લાઇન—૧૫ બખીઆના ગુંથો ૧ સાદો—ગુંથણ ફેરવો.

૩ જી લાઇન—૮ સાદા ગુંથો—ગુંથણ ફેરવો.

૪ થી લાઇન—૭ બખીઆના ગુંથો ૧ સાદો હવે બધા ટાંકા બંધ કરો.

બાંય બેઉ સરખી રાખો, ૪૮ ટાંકા માંડો એક લાઇન સાદી તથા એક લાઇન બખીઆની, એવી તરાહ ગુંથો પણ દર લાઇને ત્રણ ટાંકા નવા બનાવો, જ્યાં સુધી ૬૬ ટાંકા થાય ત્યાં સુધી એવી રીતે ગુંથણ કરો. હવે દર ૭ મી તથા ૮ મી લાઇને બેઉ બાજુ એક એક ટાંકો સુયા પર ૪૮ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો બખીઆની લાઇને ગુંથણ પુરૂ કરો બીજી લાઇન ૪ સાદા ૨ સાથે ગુંથો, પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો. ત્યાર પછી એક લાઇન બખીઆની ગુંથી નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૩ સાદા * ૨ બખીઆના ૬ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ત્રણ ટાંકા ૨ બખીઆના ૧ સાદો ગુંથો.

૨ જી લાઇન—૧ સાદો ૨ બખીઆના * ૨ સાદા ૬ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૧ સાદો ગુંથો આ બે લાઇનો ફરી ફરીને ૪ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો ટાંકા બંધ કરો.

### કોલર

૯૮ ટાંકા માંડો.

૧ લી લાઇન—૮ સાદા * ૨ બખીઆના ૬ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા ગુંથો.

૨ જી લાઇન—૨ સાદા * ૬ બખીઆના ૨ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૬ બખીઆના ૨ સાદા ગુંથો. આ તરાહ ચાલુ રાખો. હવે દર ચોથી લાઇને ૨ ટાંકા છેડાના તથા શરૂઆતના મૂકી એક એક ટાંકો બેઉ બાજુ ઘટાડવો એવી રીતે ૮૬ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો હવે ત્રણ લાઇનો (એક સાદો એક બખીઆનો) એવી ગુંથો ટાંકા બંધ કરો.

## સીવવાની રીત.

પ્રેસ્રી બધા ભાગને કરી લ્યો પડખાં, ખભ્ભા, બાંય બધાને એને ઠેકાણે સીવી લ્યો હવે એક બટન ફોટામાં બતાવ્યું છે તે જગાએ સીવી લ્યો, બીજું ગળાના ઉપરના ભાગમાં પણ એક બટન ટાંકો તથા એક બટન અંદરના ભાગમાં ટાંકી લ્યો તથા એક બટન લુપ બનાવી લ્યો જેથી અંદરના ભાગમાં બરાબર બેસશે, કોલર જ્યાંથી એક સાદો એક બખીઆનો ગુંથી લાઇનો કરી છે તે બાજુ ગળાના ભાગ બાજુએ ફોટામાં બતાવ્યું છે તેમ સીવી લ્યો.



# છોકરીનો ફ્રૉક.

## ૫ થી ૭ વરસની વયના માટે.

માપ—ઉપરથી નીચે સુધી ૨૦ ઇંચ. છાતીનું માપ ૨૮ ઇંચ. બાંય ૧ ઇંચ. ઘેર ૫૧ ઇંચ.

જોઈતાં સાધનો—૪ આંઉસ લાઈકા ગુંથવાનું ઉન. ૪ નાના પર્લ બટન તથા ૨ વાર રીબીન તથા નં. ૧૪ ના ૧ જોડી તથા એક ગુંથવાનો હાથી દાંતનો સૂયો.

### નીચેનો ભાગ.

નીચેના ભાગ માટે ૨૫૦ ટાંકા માંડો.

૧ લી લાઈન—સાદી.

૨ જી લાઈન—બખીઆની.

૩ જી લાઈન—૫ સાદા * ૨ સાથે ગુંથો, ૧ આંટો ૧ સાદો, ૧ આંટો ૨ સાથે ગુંથો પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૫ સાદા ગુંથો.

૪ થી લાઈન—સાદી.

આ ચાર લાઇનો ફરી ફરીને ૪૭ વખત ગુંથો જેથી ૧૦ ઇંચ ગુંથણ થશે.

બીજી લાઇન—બે બે ટાંકા સાથે ગુંથો (૧૨૫) ટાંકા સૂયા પર રહેશે.

૧ લી લાઈન—બખીઆની.

૨ જી લાઇન—સાદી.

૩ જી લાઈન—બખીઆની.

૪ થી લાઈન—સાદી.

૫ મી લાઈન—બખીઆની.

૬ ઠી લાઈન—૫ સાદા * ૨ સાથે ગુંથો, ૧ આંટો, ૧ સાદો ૧ આંટો ૨ સાથે ગુંથો પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૫ સાદા. ઉપરની ૬ લાઇનો ફરી ફરીને ૬ વખત ગુંથો બીજી પાંચ લાઇનો ૧ સાદી ૧ બખીઆની એવી ગુંથો.

બીજી લાઇન—પ ટાંકા બંધ કરો પછીની ૬ ઠી લાઇન તરાહની ગુંથો છેલ્લા પ ટાંકા સાદા ગુંથો.

બીજી લાઇન—પ ટાંકા બંધ કરો. બાકી હારના છેડા સુધી બખીઆના ગુંથો.

બીજી લાઇનિ—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાથે ગુંથો બાકી ૩ ટાંકા રહે ત્યાં સુધી સાદું ગુંથો, છેલ્લા ૨ સાથે ગુંથો ૧ સાદો ગુંથો.

બીજી લાઇનિ—બખીઆની ગુંથો.

બીજી લાઇનિ—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨ સાથે ગુંથો ૩ ટાંકા રહે ત્યાં સુધી સાદા ગુંથો છેલ્લા ૩ ટાંકા ૨ સાથે ગુંથો ૧ સાદો.

બીજી લાઇનિ—બખીઆની ગુંથો.

બીજી લાઇનિ—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાથે ગુંથો છેલ્લા ત્રણ ટાંકા રહે ત્યાં સુધી તરાહની લાઇનિ ગુંથો છેલ્લા ૨ સાથે ગુંથો ૧ સાદો.

બીજી લાઇન—બખીઆની ગુંથો.

૮ મી લાઇનિ—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાથે ગુંથો ત્રણ ટાંકા રહે ત્યાં સુધી સાદા ગુંથો છેલ્લા ૨ સાથે ગુંથો ૧ સાદો.

બીજી લાઇન—બખીઆની ગુંથો.

બીજી લાઇનિ—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૨ સાથે ગુંથો છેલ્લા ત્રણ ટાંકા રહે ત્યાં સુધી સાદા ગુંથો. છેલ્લા ૨ સાથે ગુંથો. ૧ સાદો.

બીજી લાઇનિ—બખીઆની ગુંથો (૧૦૫) રહેશે.

હવે કાંઇપણ ઘટાડયા વગર તરાહની લાઇન ગુંથો ૧૭ તરાહો થાય ત્યાં સુધી ગુંથો પણ છેલ્લા પ ટાંકા સાદા ગુંથો.

૧ લાઇનિ—બખીઆની ગુંથો.

## આગળનો ભાગ.

૪૨ ટાંકા સાદા ગુંથો ૨૧ ટાંકા બંધ કરો ૪૨ ટાંકા સાદા ગુંથો.

બીજી લાઇનિ—બખીઆની ગુંથો.

બીજી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૨ સાથે ગુંથો બાકી હારના છેડા સુધી સાદા ગુંથો.

બીજી લાઇન—બખીઆની ગુંથો.

બીજી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાથે ગુંથો બાકીના ટાંકા તરાહમાં હારનાં છેડા સુધી ગુંથો.

બીજી લાઈન—બખીઆની ગુંથો.

બીજી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાદા સાથે ગુંથો બાકી હારનાં છેડા સુધી સાદા ગુંથો. છેલ્લી ૬ લાઇનો કરીને એક વખત ગુંથો ટાંકા બંધ કરો.

બીજી બાજુનો ખભ્ભો પણ એવીજ રીતે ગુંથો. માત્ર ગળાં બાજુ ટાંકા બંધ કરો.

## પીઠનો ભાગ.

બધો ભાગ પછવાડેની માફક ગુંથો જ્યાં સુધી ૧૦૫ ટાંકા ઘટીને થયા છે ત્યાં સુધી બધો એવીજ રીતે ગુંથો. પછી ૧૨ લાઇનો તરાહની ગુંથો અને ત્રણ લાઇનો, એક બખીઆની, એક સાદી, એક બખીઆની, એમ ગુંથો.

૩૯ ટાંકા ગુંથો. ૨૭ ટાંકા બંધ કરો, બીજા ૩૯ ટાંકા ગુંથો.

છેલ્લા ૩૯ ટાંકા ગુંથેલા પર ૩૯ પાછા બખીઆના ગુંથો.

બીજી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૨ સાથે ગુંથો બાકી બધા તરાહમાં ગુંથો.

બીજી લાઈન—બખીઆની ગુંથો.

બીજી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૨ સાથે ગુંથો બાકી બધા સાદા ગુંથો.

બીજી લાઈન—બખીઆની ગુંથો.

બીજી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૨ સાથે ગુંથો. બાકી બધા સાદા ગુંથો.

બીજી લાઇન—બખીઆની ગુંથો.

હવે ૧૦ લાઇનો સાદી ગુંથો, ટાંકા બંધ કરો. બીજી બાજુનો ખભ્ભો પણ એવીજ રીતે ગુંથો. જે દશ લાઇનો છે, તે બટનની પટી વાસ્તે રહેશે ને તે અંદર આવશે.

બાંય બેઉ સરખી.

ગુંથણ તમારી સામે સીધી બાજુનું રાખી બગલના બાજુના ૯૦ ટાંકા ઉપાડી લ્યો.

૧ લી લાઇન—બખીઆની ગુંથો પણ આગળથી ગુંથવાને બદલે પછવાડેથી ગુંથો અને દર બીજે ટાંકે ૧ ટાંકો પછવાડેથી ગુંથો તથા એક આગળથી ગુંથો જેથી ટાંકો વધારો. આખી લાઇન ગુંથતાં (૧૩૫) ટાંકા સૂયા પર બનશે.

યાદ રાખવું કે દર ૬ ઠી લાઇન ઉપરની માફક તરાહની ગુંથવી.

૨ જી લાઇન—સાદી ગુંથો.

૩ જી લાઇન—બખીઆની ગુંથો.

૪ થી લાઇન—છેલ્લા ૫ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો બાકી સાદા ગુંથો.

બીજી લાઇન છેલ્લા ૫ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો બાકી બખીઆના ગુંથો.

બીજી લાઇન છેલ્લા ૧૦ ટાંકા ગુંથ્યા વગર રહેવા દો બાકી સાદા ગુંથો એવી રીતે દર લાઇને પાંચ પાંચ ટાંકા ગુંથ્યા વગર મુકી દો પછી વચમાં ૫ ટાંકા રહેશે. પણ યાદ રાખવું જે ૬ ઠી લાઇન તરાહની ગુંથવી હવે ટાંકા જેવી રીતે મુકી દીધા છે તેવીજ રીતે પાછા દર લાઇને પાંચ પાંચ ટાંકા મુકેલામાંથી લ્યો ને જ્યાં સુધી બધા ટાંકા ગુંથાઈ જાય ત્યાં સુધી ગુંથો. બધા ટાંકા ગુંથાઈ ગયા પછી ૧ સાદી તથા ૧ બખીઆની એવી પાંચ લાઇનો ગુંથો.

બીજી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો. (૬૮) ટાંકા સૂયા પર રહેશે.

બીજી લાઇન બખીઆની ગુંથો પણ દર ૭ મો તથા ૮ મો ટાંકો સાથે ગુંથો (૬૦) ટાંકા રહેશે.

હવે પછી ૬ લાઇનો, ૧ સાદો, ૧ બખીઆનો એવી ગુંથો ટાંકા બંધ કરો.

સીવવાની રીત—પડખાં સીવી લ્યો. બાંયની બાજુએ સીવી લ્યો ઘેરાવાના નીચેના ભાગમાં એક સૂયાથી ગુંથી લ્યો. ગળાં પર તથા ગળાંની પછવાડે પણ એક સૂયાથી ગુંથી લ્યો તથા જ્યાં દશ લાઇનો સાદી ગુંથી છે તે બેઉ ખભ્ભાપર બે બે બટન ટાંકી લ્યો તથા સામેની બાજુના ખભ્ભાપર બટન લુપ એક સૂયાથી બનાવો. હવે ઇસ્ત્રી કરી લ્યો. આ ફ્રૉક ઘણો સુશોભીત બનશે.



# ૯ થી ૧૨ મહીનાનાં બચ્ચાંનો ફ્રૉક.

૩ આંઉસ ૩ પ્લાઈ નર્સરી વાયોલા ઉન લ્યો તથા ૪ સૂયા નંબર ૯ નાં લ્યો.

માપ—૧૫ ઇંચ લાંબો ૨૦ ઇંચ છાતીનો ભાગ.

૧૦૦ ટાંકા નં. ૯ ના સૂયા પર માંડો. બે સૂયાથીજ ગુંથણ કરો ૨ સૂયા રહેવા દ્યો. ૬ લાઇનો સાદી ગુંથો.

૭ મી લાઇન—સાદી ગુંથો.

૮ મી લાઇન—બખીઆની ગુંથો.

૯ મી લાઇન—* ૫ સાદા ૫ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો.

૧૦ મી લાઇન—૧ બખીઆનો * ૩ સાદા ૭ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા ૬ બખીઆના ગુંથો.

૧૧ મી લાઇન—૭ સાદા * ૧ બખીઆનો ૯ સાદા * પાછું આ નિશાનીથી ગુંથો છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા ગુંથો.

૧૨ મી લાઇન—* ૫ બખીઆના ૫ સાદા પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૧૩ મી લાઇન—૧ સાદો * ૩ બખીઆના ૭ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૩ બખીઆના ૬ સાદા ગુંથો.

૧૪ મી લાઇન—૭ બખીઆના * ૧ સાદો ૯ બખીઆના પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો ૨ બખીઆના ગુંથો.

**હવે ૯ મી થી ૧૪ મી લાઇન ફરી ફરીને બે વખત ગુંથો. હવે એક સાદી લાઇન તથા એક બખીઆની એમ ગુંથણ કરો. બધું મલીને શરૂઆતથી ૧૦ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો.**

## નાનાં બચ્ચાંના ફ્રોક.



ભાગ ૨ જો.  પ્રકરણ ૨ જું.

# નાનાં બચ્ચાંઓની ટોપી.



નમુનો ૧ લો.



નમુનો ૩ જો.



નમુનો ૪ થો.

નમુનો ૨ જો.

બીજી લાઈન—* ૨ સાદા ૨ સાથે ગુંથો પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

બીજી લાઈન—બખીઆની ગુંથો. ટાંકા બીજા સુયા પર એમજ રહેવા દો. હવે આ એક બાજુ પુરી થશે બીજી બાજુ પણ આવીજ રીતે ગુંથો.

## બાંય.

૧ લી લાઇન સાદી ગુંથો. ૪૭ ટાંકા બાંય વાસ્તે નવા માંડો હવે પછવાડેનો ભાગ જે રહેવા દીધો છે તેના પર પણ ૧ સાદી લાઇન ગુંથો અને ૪૭ ટાંકા નવા માંડો હવે ચાર સુયા પર ગુંથણ કરો. એક લાઈન બખીઆની ગુંથો. ત્યાર પછી નીચે પ્રમાણે ગુંથો.

સાદી લાઈન ગુંથો.

બખીઆની લાઈન ગુંથો.

સાદી લાઇન ગુંથો.

બખીઆની લાઈન ગુંથો.

હવે પછી ૨ ઈંચ ગુંથણ (૨ સાદા ૨ બખીઆના) એવું કરો એટલું ગુંથણ પુરૂં થયા પછી ૨ સાદી રીતે સાથે ગુંથો. ૨ બખીઆની રીતે સાથે સાથે ત્રણે સુયા પર ગોળ ગુંથી જાઓ. હવે પછી (૧ સાદો ૧ બખીઆનો) એવું ૧ ઈંચ ગુંથણ કરો.

હવે દોરી નાખવાને વાસ્તે કાંણાવાળી લાઇન આવી રીતે બનાવો * ૨ સાદા ૧ આંટો ૨ સાથે ગુંથો પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા ગુંથો.

બીજી લાઇન—સાદી ગુંથો.

બીજી લાઈન—બખીઆની ગુંથો.

છેલ્લી બે લાઇનો ફરીને એક વખત ગુંથો ટાંકા ઢીલી રીતે બંધ કરો. યાદ રાખવું જે ચાર સુયા પરનું ગુંથણ જ્યાંથી લાઇન શરૂ કરો ત્યાંના છેડા સુધી ગોળને ગોળ ગુંથવું જેથી એક લાઇન પુરી થશે.

સીવવાની રીત—નીચેથી પડખાં બેઉ બાજુનાં સીવી લ્યો. ૩૦ ઈંચ દોરી ગુંથો તે ઉપર ગળાંના ભાગમાં પોરવો. ને દોરીને છેડા પર બેઉ બાજુએ ફુમતા કરો. આ ફ્રૉક ઘણો સુંદર થાય છે.



# નાનાં બચ્ચાંની ટોપી નં. ૧.

જોઈતાં સાધનો–રાા આંઉસ એંગોરા ઉન લ્યો નંબર ૮ ના ગુંથવાના સૂયા. માથાંનું માપ ૧૧ાા ઇંચ થશે. ૧ાા વાર રીબીન લ્યો.

૬૧ ટાંકા માંડો, ૪ લાઇન સાદી ગુંથો.

૫ મી લાઇન—૨ સાદા * ૧૨ બખીઆના ૩ સાદા * પાછું આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૧૪ ટાંકા, ૧૨ બખીઆના ૨ સાદા ગુંથો.

૬ ઠી લાઈન—સાદી ગુંથો.

૫ મી ને ૬ ઠી લાઈન ફરી ફરીને ૩ા ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. છેલ્લી લાઈન ૬ ઠી ગુંથી, નીચે પ્રમાણે પાછું ગુંથણ કરો.

૧ લી લાઈન—સાદી.

બીજી લાઈન—૨ સાદા * ૧૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૨ બખીઆના ૨ સાદા.

૩ જી લાઇન—૨ સાદા * ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો ૯ ટાંકા સાદા ગુંથો. ૧ ટાંકો બાજુનાં ટાંકામાં વધારો. ૪ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૪ ટાંકા પર પહેલા એક ટાંકા પર એક ટાંકો વધારી ૯ સાદા ગુંથો. ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ૩ સાદા.

૪ થી લાઇન—૨ સાદા * ૧૪ બખીઆના ૩ સાદા. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૧૬ ટાંકા ૧૪ બખીઆના ૨ સાદા ગુંથો.

૫ મી લાઈન—સાદી ગુંથો.

૬ ઠી લાઈન—૪ થી લાઈન માફક.

૭ મી લાઈન—૨ સાદા * ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ૧૧ ટાંકા સાદા ગુંથો, બાજુના ટાંકામાં એક ટાંકો વધારી ૪ સાદા ગુંથો. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૧૬ ટાંકા પર ૧ ટાંકામાં એક ટાંકો વધારો ૧૧ સાદા ગુંથો. બાજુનાં ટાંકામાં ૧ ટાંકો વધારો. ૩ સાદા ગુંથો.

૮ મી લાઈન—૨ સાદા * ૧૬ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૧૮ ટાંકા ૧૬ બખીઆના ૨ સાદા ગુંથો.

૯ મી લાઈન—સાદી ગુંથો.

૧૦ મી લાઇન—૮ મી લાઈન માફક ગુંથો.

૧૧ મી લાઇન—૨ સાદા * ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ૧૩ સાદા, ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો ૪ સાદા. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૧૮ ટાંકા પર બાજુના ટાંકામાં ૧ ટાંકો વધારો. ૧૩ સાદા. બાજુના ટાંકામાં એક ટાંકો વધારો ૩ સાદા ગુંથો.

૧૨ મી લાઇન—૨ સાદા * ૧૮ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨૦ ટાંકા, ૧૮ બખીઆના ૨ સાદા ગુંથો.

૧૩ મી લાઈન—સાદી ગુંથો.

૧૪ મી લાઈન—૧૨ મી લાઇન માફક.

૧૫ મી લાઈન—૨ સાદા * ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો ૧૫ સાદા ગુંથો ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ૪ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨૦ ટાંકા પર ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ૧૫ સાદા. ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ૩ સાદા ગુંથો.

૧૬ મી લાઈન—૩ સાદા * ૨૦ બખીઆના ૩ સાદા. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨૨ ટાંકા ૨૦ બખીઆના ૨ સાદા ગુંથો.

૧૭ મી લાઇન—સાદી ગુંથો.

છેલ્લી બે લાઇનો ફરી ફરીને ૧ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો છેલ્લી ૧૬ મી લાઈન ગુંથી નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો. ૧૬ સાદા ૨ સાથે ગુંથો. ૩ સાદા. પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨૨ ટાંકા પર ૨ સાથે ગુંથો ૧૬ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા ગુંથો.

૨ જી લાઇન—૨ સાદા * ૧૮ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨૦ ટાંકા ૧૮ બખીઆના ૨ સાદા ગુંથો.

૩ જી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો. ૧૪ સાદા. ૨ સાથે ગુંથો ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨૦ ટાંકા પર ૨ સાથે ગુંથો ૧૪ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા.

૪ થી લાઇન—૨ સાદા * ૧૬ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૮ ટાંકા પર ૧૬ બખીઆના ૨ સાદા ગુંથો.

૫ મી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો ૧૨ સાદા ૨ સાથે ગુંથો ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૮ ટાંકા પર ૨ સાથે ગુંથો ૧૨ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા.

૬ ઠી લાઇન—૨ સાદા * ૧૪ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૬ ટાંકા ૧૪ બખીઆના ૨ સાદા ગુંથો.

૭ મી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો. ૧૦ સાદા ૨ સાથે ગુંથો. ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૧૬ ટાંકા પર ૨ સાથે ગુંથો ૧૦ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા.

૮ મી લાઇન—૨ સાદા * ૧૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૪ ટાંકા ૧૨ બખીઆના ૨ સાદા ગુંથો.

૯ મી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો ૮ સાદા ૨ સાથે ગુંથો ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૪ ટાંકા ૨ સાથે ગુંથો ૮ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા.

૧૦ મી લાઇન—૨ સાદા * ૧૦ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૨ ટાંકા ૧૦ બખીઆના ૨ સાદા ગુંથો.

૧૧ મી લાઇન—૨ સાદા * ૨ સાથે ૬ સાદા ૨ સાથે ગુંથો ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૨ ટાંકાપર ૨ સાથે ગુંથો ૬ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા.

૧૨ મી લાઇનિ—૨ સાદા * ૮ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૧૦ ટાંકાપર ૮ બખીઆના ૨ સાદા ગુંથો.

૧૩ મી લાઇનિ—૨ સાદા * ૨ સાથે ૪ સાદા ૨ સાથે ગુંથો ૩ સાદા પાછુ * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૧૦ ટાંકાપર ૨ સાથે ગુંથો ૪ સાદા ૨ સાથે ગુંથો. ૨ સાદા.

૧૪ મી લાઇન—૨ સાદા * ૬ બખીઆના ૩ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૮ ટાંકાપર ૬ બખીઆના ૨ સાદા ગુંથો.

૧૫ મી લાઇનિ—૨ સાદા * ૨ સાથે ગુંથો ૨ સાદા ૨ સાથે ગુંથો ૩ સાદા છેલ્લા ૮ ટાંકાપર ૨ સાથે ગુંથો ૨ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા.

૧૬ મી લાઇનિ—૨ સાદા * ૪ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૬ ટાંકા ૪ બખીઆના ૨ સાદા ગુંથો.

૧૭ મી લાઇન—૨ સાદા * (૨ સાથે ગુંથો) પાછું એક વખત ૨ સાથે ગુંથો ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૬ ટાંકાપર બે વખત બે બે સાથે ગુંથો. છેલ્લા ૨ સાદા.

૧૮ મી લાઇનિ—૨ સાદા * ૨ બખીઆના ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૪ ટાંકા ૨ બખીઆના ૨ સાદા ગુંથો.

૧૯ મી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો. ૩ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૪ ટાંકા ૨ સાથે ગુંથો ૨ સાદા ઉન તોડી નાખો તથા ટાંકા બંધ કરવાને બદલે એક એક ટાંકામાંથી ઉન કાઢી લ્યો ને પછી બધા ટાંકામાંથી કાઢી ખેંચી લ્યો.

## સીવવાની રીત.

ઉંધી બાજુએથી ગરમ ઇસ્ત્રી કરો પછી જ્યાં સુધી ઘાટ કર્યો છે ત્યાં સુધી સીવી લ્યો રીબીનનાં ગુલાબ બનાવી બેઉ બાજુ ટાંકી લ્યો.



# નાનાં બચ્ચાંની ટોપી નં. ૨.

જોઈતાં સાધનો—૩ આંઉસ એંગોરા ઉન અથવા (રેબીટ) ઉન લ્યો નં. ૮ ના ગુંથવાના સૂયા હાથી દાંતના લ્યો. માપ ૧૬ ઇંચ થશે.

૯૫ ટાંકા માંડો—૧૧ ઈંચ સાદુ ગુંથણ કરો.

૧ લી લાઇન—૨ સાદા * ૧૫ બખીઆના ૪ સાદા પાછું * આ નિશાનીથી ૧૭ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો છેલ્લા ૧૫ બખીઆના, ૨ સાદા ગુંથો.

૨ જી લાઇન—સાદી ગુંથો.

૩ જી લાઇન—૧ લી લાઇન માફક.

૪ થી લાઇન—૨ સાદા ૨ સાથે ગુંથો * ૧૧ સાદા ૨ સાથે ગુંથો ૪ સાદા ૨ સાથે ગુંથો પાછું * આ નિશાનીથી ૧૫ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો છેલ્લા ૧૧ સાદા ૨ સાથે ગુંથો ૨ સાદા ગુંથો.

હવે આ ચાર લાઇનો ફરી ફરીને સૂયાપર (૬૫) ટાંકા થાય ત્યાં સુધી ગુંથો દર ચોથી લાઇને દશ દશ ટાંકા ઘટશે.

હવે બીજી ત્રણ લાઇનો તરાહની ગુંથો.

બીજી લાઇન—૨ સાદા * ૨ સાથે ગુંથો ૧૧ સાદા પાછું * નિશાનીથી ૧૧ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો છેલ્લા ૨ સાથે ગુંથો ૯ સાદા ગુંથો.

બીજી લાઇન—૨ સાદા * ૮ બખીઆના ૪ સાદા પાછું * આ નિશાનીથી ૮ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા ૮ બખીઆના ૨ સાદા ગુંથો ૧ લાઇન સાદી ગુંથો હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—સાદી.

૨ જી લાઇન—૨ સાદા * ૮ બખીઆના ૪ સાદા પાછું આ નિશાનીથા ૧૦ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો છેલ્લા ૮ બખીઆના ૨ સાદા ગુંથો.

૩ જી લાઈન—ર સાદા * ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો ૫ સાદા, ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો ૫ સાદા પાછું * આ નિશાનીથી ૧૦ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો છેલ્લા દશ ટાંકા પર ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ૫ સાદા, ૧ ટાંકો બાજુનાં ટાંકામાં વધારો, ૩ સાદા ગુંથો.

હવે ઉપરની ચાર લાઈનો ફરી ફરીને ૧૨૦ ટાંકા સુયા પર થાય ત્યાં સુધી ગુંથો—દર ચોથી લાઈનમાં ૧૦ ટાંકા વધારો. પણ તરાહ બરોબર રહેવી જોઈએ.

૩ લાઈનો તરાહની ગુંથો—હવે પછીની લાઈનમાં ર સાદા * ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો ર૩ સાદા પાછું * આ નિશાનીથી રર ટાંકા રહે ત્યાં સુધી ગુંથો—છેલ્લા રર ટાંકા પર ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો. ર૧ સાદા ગુંથો—પાછી ૩ લાઈનો તરાહની ગુંથો.

હવે પછી તરાહમાં ગુંથણ ચાલુ રાખી બીજી લાઈનમાં તથા એક લાઈન મુકી એક લાઈનમાં ઉપરની માફક ઘટાડવું જ્યાં સુધી ૩૫ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો.— એક લાઈન તરાહમાં ગુંથો.

બીજી લાઈન—ર સાદા * ૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ર સાથે ગુંથો—ગુંથેલો ટાંકો સેરવેલા ટાંકા પરથી ઉતારો ૪ સાદા પાછું * આ નિશાનીથી ૫ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. છેલ્લા પાંચ ટાંકા પર ૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ર સાથે ગુંથો. ગુંથેલો ટાંકો સેરવેલા ટાંકા પરથી ઉતારો ર સાદા ગુંથો. ઉન તોડી નાખો.

**હવે ટાંકા બંધ કરવાની રીત** એક એક ટાંકામાંથી ઉન કાઢતાં આવો બધા ટાંકામાંથી ઉન કાઢી લ્યો. તથા ખેંચી લ્યો. બાજુમાંથી સીવી લ્યો. ખેંચેલું ઉન અંદર સીવી લ્યો.

હવે ઉપરની ત્રીજી લાઈનમાં વધારવાનું છે તે ૫ ટાંકા મુકી વધારવાનું છે તેને બદલે જેમ દશ ટાંકા વધતા જાય તેમ દર વધારવાની લાઈને ૧ ટાંકો વધારે ગુંથી એક ટાંકો વધારવો જેવી રીતે ઉપર પાંચ આપ્યા છે તેને ઠેકાણે ૬ ગુંથી વધારવું.

# નાનાં બચ્ચાંની ટોપી

## નં. ૩.

જોઇતાં સાધનોઃ—૨ આંઉસ પેટન્સ મુરલેન્ડ સ્પોર્ટસ ઉન ૨ પ્લાઈ લ્યો. નં. ૮ ના ગુંથવાના સૂયા.

માથાંનું માપ ૧૮ ઈંચ થશેઃ—

૪૮ ટાંકા માંડો.

૧ લી લાઇન—સાદી ગુંથો.
૨ જી લાઈન ૩૨ ટાંકા ગુંથો ગુંથણુ ફેરવો.
૩ જી લાઈન—વચમાંની બધી સાદી ગુંથો.
૪ થી લાઇન—૩૪ ટાંકા ગુંથો—તથા ફેરવો.
૬ ઠી લાઈન—૩૬ ટાંકા ગુંથો—ફેરવો.
૮ મી લાઈન—૩૮ ટાંકા ગુંથો—ફેરવો.
૧૦ મી લાઈન—૪૦ ટાંકા ગુંથો—ફેરવો.
૧૨ મી લાઇન—૪૨ ટાંકા ગુંથો—ફેરવો.
૧૪ મી લાઇન—૪૪ ટાંકા ગુંથો—ફેરવો.
૧૬ મી લાઇન—૪૬ ટાંકા ગુંથો—ફેરવો.

૧૮ મી લાઈન—સાદી ગુંથો. પાછું ૧ લી લાઈનથી, આ ૧૮ લાઇનો ફરી ફરીને ૯ વખત ગુંથો ટાંકા બંધ કરો.

### સીવવાની રીત.

ઇસ્ત્રીથી દબાવી લ્યો. તથા બાજુમાંથી સીવી લ્યો.



# નાનાં બચ્ચાંની ટોપી

## નં. ૪.

જોઈતાં સાધનો—રાા આંઉસ એંગોરા ઉન તથા નં ૮ ના સૂયા લ્યો. માથાંનું માપ ૧૫ાા ઈંચ થશે.

૮૧ ટાંકા માંડો. ઉપરના ભાગ વાસ્તે ૫ ઈંચ સાદું ગુંથણ કરો.

૧ લી લાઈન—દર ૮ મો તથા ૯ મો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇનો—સાદી ગુંથો.

૫ મી લાઈન—દર ૭ મો તથા ૮ મો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇનો—સાદી ગુંથો.

૯ મી લાઈન—દર ૬ ઠો તથા ૭ મો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇનો—સાદી ગુંથો.

૧૩ મી લાઈન—દર ૫ મો તથા ૬ ઠો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઈનો—સાદી ગુંથો.

૧૭ મી લાઈન—દર ૪ થો તથા ૫ મો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇનો—સાદી ગુંથો.

૨૧ મી લાઈન—દર ૪ થો તથા ૩ જો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇનો—સાદી ગુંથો.

૨૫ મી લાઈન—દર ૩ જો તથા ૨ જો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારનાં છેડા સુધી ગુંથો ઉન તોડી નાંખો તથા દર ટાંકામાંથી ઉન કાઢતાં આવો ને કાઢી ખેંચી લઈ ઉંધી બાજુ અંદરના ભાગમાં સીવી લ્યો બાજુમાંથી ટોપી સીવી લ્યો.

# નાનાં બચ્ચાંની ટોપી

## નં. ૫.

૨ આંઉસ ઉન પેટન્સ સુપર સ્કોચ ફીન્ગર ઉન (૫) પ્લાઈ ઉન લ્યો તથા નં. ૮ ના સુયા લ્યો માથાંનું માપ ૧૬॥ ઇંચ થશે.

૮૧ ટાંકા માંડો.

૧૮ મી લાઈન—સાદી ગુંથો. ૧૯ મી લાઈન—સાદી ગુંથો.

૨૦ મી લાઈન—૧ સાદો ગુંથો બાકી બધા બખીઆના ગુંથો. તથા છેલ્લો ૧ સાદો ગુંથો. ૧૯ મી તથા ૨૦ મી લાઈન ફરી ફરીને ચાર વખત ગુંથો તથા ૧૯ મી લાઇન એક વખત ગુંથો હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—* ૯ સાદા ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો.

૨ જી લાઇન—તથા વચમાંની લાઇન ૧ સાદો બાકી બધા બખીઆના છેલ્લો ૧ સાદો ગુંથો.

૩ જી લાઈન—* ૧૦ સાદા ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો.

૫ મી લાઇન—* ૧૧ સાદા ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો.

૭ મી લાઇન—* ૧૨ સાદા ૧ ટાંકો બાજુના ટાંકામાં વધારો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો ગુંથો જ્યાં સુધી સુયા પર ૧૩૭ ટાંકા થાય ત્યાં સુધી ગુંથણ આ પ્રમાણે ચાલુ રાખો.

હવે ૧ ઈંચ ગુંથણ કાંઇપણ ઘટાડયા વધાર્યા વગર ૧૩૭ ટાંકા પર એક લાઇન સાદી એક બખીઆની એવી રીતે કરો છેલ્લી લાઇન બખીઆની ગુંથો. હવે નીચે પ્રમાણે ગુંથો.

# નાનાં બચ્ચાંઓની ટોપી.









ટોપી નમુનો ૫ મો.



ટોપી નમુનો ૬ ઠો.

# નાના બચ્ચાઓના બુટ

નમુનો ૧ લો.



નમુનો ૨ જો.



ભાગ ૨ જો





પ્રકરણ ૨ જું.

૧ લાઈનિ—૧ સાદો * ૧૫ સાદા ૨ સાથે ગુંથો. આવી રીતે પાછું * આ નિશાનીથી હારનાં છેડા સુધી ગુંથો.

૨ જી લાઇન—તથા વચમાંની લાઇન ૧ સાદો બાકી બધા બખીઆના તથા છેલ્લો સાદો ગુંથો.

૩ જી લાઇન—૧ સાદો * ૧૪ સાદા ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૫ મી લાઈનિ—૧ સાદો * ૧૩ સાદા ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો.

૭ મી લાઈનિ—૧ સાદો * ૧૨ સાદા ૨ સાથે ગુંથો પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો. સૂયા પર ૧૭ ટાંકા રહે ત્યાં સુધી આવી રીતે ગુંથો. છેલ્લી લાઇન બખીઆની ગુંથો. ૧૩ સાદા ૨ સાથે ગુંથો. પાછું * આ નિશાનીથી હારના છેડા સુધી ગુંથો. ઉન તોડી નાંખો તથા એક એક ટાંકામાંથી કાઢી લ્યો તથા ઉંધી બાજુએ દોરો અંદર સીવી લ્યો. બાજુમાંથી ટોપી સીવી લ્યો. એક સુયાથી સાંકળી બનાવી ઉપર સીવી લ્યો તથા એક ફુમતું બનાવી સાંકળીને છેડે બાંધી લ્યો.



# નાનાં બચ્ચાંની ગલેચી

## નં. ૬.

૨ાા આંઉસ એંગોરા ઉન લ્યો તથા ૮ નંબરના સૂયા ગુંથવાના લ્યો તથા ૧ાા વાર રીબીન લ્યો માથાનું માપ ૧૫ાા ઇંચ થશે.

૮૦ ટાંકા માંડો ૬ ઇંચિ સાદું ગુંથણ કરો. હવે નીચે પ્રમાણે ગુંથો.

૧ લી લાઇન—૧૦ મો તથા ૯ મો ટાંકો સાથે ગુંથો એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇન—સાદી ગુંથો.

૫ મી લાઇન—૮ મો તથા ૯ મો ટાંકો ૨ સાથે ગુંથો એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇન—સાદી ગુંથો.

૯ મી લાઇન—૭મો તથા ૮ મો ટાંકો ૨ સાથે ગુંથો એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

: ત્રણ લાઇન—સાદી ગુંથો.

૧૩ મી લાઇન—૭મો તથા ૬ ઠો ટાંકો ૨ સાથે ગુંથો એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇન—સાદી ગુંથો.

૧૭ મી લાઇન—૫મો તથા ૬ ઠો ટાંકો ૨ સાથે ગુંથો એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇન—સાદી ગુંથો.

૨૧ મી લાઇન—૪ થો તથા ૫ મો ટાંકો ૨ સાથે ગુંથો એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇન—સાદી ગુંથો.

૨૫ મી લાઇન—૪ થો તથા ૩ જો ટાંકો ૨ સાથે ગુંથો. એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

ત્રણ લાઇનિ—સાદી ગુંથો.

૨૯ મી લાઇનિ—૨ જો તથા ૩ જો ટાંકો ૨ સાથે ગુંથો એવી રીતે હારના છેડા સુધી ગુંથો. હવે ઉન તોડી નાખો અને દરેક ટાંકામાંથી કાઢી લ્યો. ઉંધી બાજુ અંદર દોરો સીવી લ્યો. ગલેચીનો ઘાટ છે ત્યાં ઉંધી સીવી લ્યો રીબીનનાં બે ગુલાબ બનાવી બન્ને બાજુ સીવી લ્યો.



# નાનાં બચ્ચાંના મોજા

## આ મોજા ૨ થી ૬ મહીનાનાં

## બચ્ચાંને પુરા થશે.

જોઇતાં સાધનો—૩ પ્લાઇ સફેદ ઉન લ્યો નં ૧૦ ના સૂયા જોડી ૧ લ્યો.

૪૨ ટાંકા માંડો—૬ લાઇન ૧ સાદો, ૧ બખીઆનો એવી રીતે ગુંથો. ત્યાર પછી ૩ ઇંચ સાદું ગુંથણ કરો પછીની કાણાંવાલી લાઇન માટે ૨ સાદા ૧ આંટો ૨ સાથે ગુંથો, એવી રીતે હારના છેડા સુધી ગુંથો. પછી ૨૮ ટાંકા સાદા ગુંથો ૧૪ ટાંકા રહેવા દો ગુંથણ ફેરવો વચલા ૧૪ ટાંકા સાદા ગુંથો ગુંથણ ફેરવો, હવે વચમાંના ચાદ ટાંકા પર ડબલ ૧૪ લાઇન ગુંથો એટલે બધી મલીને ૨૮ લાઇનો થશે પણ ધ્યાન રાખવું જે જે બાજુ પહેલા ૧૪ ટાંકા ગુંથ્યા વગર રહેવા દીધા છે તે બાજુ લાઇન પુરી કરી ટાંકા એડી વાસ્તે ઉપાડવા જેથી કરી બેઉ બાજુ લાઇન સરખી થશે ૧૪ ટાંકા ઉપાડી લ્યો બાકીના જે ૧૪ ટાંકા ગુંથ્યા વગર રહેવા દીધા છે તે ગુંથો હવે આ બધા મલી ૪૨ ટાંકા થશે તે સાદા ગુંથો પાછું એડીની બીજી બાજુના ૧૪ ટાંકા ઉપાડી લ્યો અને ૧૪ ટાંકા જે ગુંથ્યા વગર રહેવા દીધા છે તે પણ સાદા ગુંથો હવે એ ૭૦ ટાંકા પર બધી મલીને ડબલ ૭ લાઇનો સાદી ગુંથો હવે પગના ઘાટ વાસ્તે ૧ લી લાઇન ૩ વખત બે બે ટાંકા સાથે ગુંથો જેથી ત્રણ ટાંકા ઘટી જશે ૨૭ ટાંકા સાદા ગુંથો પાછું બે વખત બે બે ટાંકા સાથે ગુંથો પાછા ૨૭ ટાંકા સાદા ગુંથો પાછું ત્રણ વખત બે બે ટાંકા સાથે ગુંથો ( ૬૨ ) ટાંકા રહેશે.

૨ જી લાઇન—૩ વખત બે બે ટાંકા સાથે ગુંથો જેથી ત્રણ ટાંકા ઘટશે ૨૩ ટાંકા સાદા ગુંથો પાછું બે વખત બે બે ટાંકા સાથે ગુંથો ૨૩ ટાંકા સાદા ગુંથો પાછું ત્રણ વખત બે બે ટાંકા સાથે ગુંથો ( ૫૪ ) ટાંકા રહેશે.

૩ જી લાઇન—૩ વખત બે બે ટાંકા સાથે ગુંથો જેથી ત્રણ ટાંકા ઘટશે ૧૯ ટાંકા સાદા ગુંથો બે વખત બે બે ટાંકા સાથે ગુંથો પાછા ૧૯ ટાંકા સાદા ગુંથો પાછું ત્રણ વખત બે બે ટાંકા સાથે ગુંથો હવે ટાંકા બંધ કરો બીજું મોજું પણ એવી રીતે ગુંથો બેઉ મોજા સીવી લ્યો તથા કાણાંવાલી લાઇનમાં ગમે તે એક ગુંથવાના સૂયાથી દોરી સાંકળી કરી પરોવી લ્યો ને ફુમતા કરી બેઉ છેડે ટાંકો અથવા રીબીન પરોવી લ્યો.



# નાનાં બચ્ચાંઓનાં બુટ.



જોઈતાં સાધનો—૨ આંઉસ બીહીવ ડબલ ગુંથવાની ઉન અથવા તો બીજી કોઇપણ જાતની ૪ પ્લાઇવાલી ઉન તથા જાડા ગુંથવાના સૂયા લ્યો.

૪૦ ટાંકા માંડો ૮ લાઇનો સાદી ગુંથો પછી એક સાદી લાઇન તથા એક ઉંધી લાઈન એવું ગુંથણ કરો પણ નીચે પ્રમાણે કરો.

૧ લી લાઇન—૧૬ સાદા ગુંથો. ૨ સાથે ગુંથો ૪ સાદા ગુંથો ૨ સાથે ગુંથો ૧૬ સાદા ગુંથો.

૨ જી લાઇન—૧૫ ઉંધા ગુંથો. ૨ સાથે ઉંધી રીતે ગુંથો ૪ ઉંધા ગુંથો ૨ સાથે ઉંધી રીતે ગુંથો ૧૫ ઉંધા ગુંથો.

આવીજ રીતે દર લાઇનમાં ૨૦ ટાંકા સુયા પર રહે ત્યાં સુધી ઉપર ૧ પ્રમાણે ઘટાડવાનું ચાલું રાખવું પછી દોરી પરોવવા વાસ્તે ૧ સાદો ૧ આંટો ૨ સાથે ગુંથો એમ આખી લાઇનમાં ગુંથો.

બાકીની પાંચ લાઇનો ૧ સાદો ૧ બખીઆનો એવી રીતે ગુંથો ને ટાંકા બંધ કરો. હવે બુટ સીવી નાંખો તથા એક સૂયાથી સાંકળી કરી જે હોલની લાઈન કરી છે તેમાં દોરી પરોવો તથા બે છેડે બે ફુમતાં કરી દ્યો.

